શ્રી કૃષ્ણાય નમઃ




# શ્રી તુલસીકાષ્ઠમાલા વિજયપતાકા

લેખક અને પ્રકાશક—

**શાસ્ત્રી જ્યેષ્ઠારામ હરિજીવન જોષી**

“ શ્રી શુદ્ધાદ્વૈત ભવણ ” મુ૦ ઉમરેઠ.

ઉત્તેજક—

**શેઠ બાપુલાલ ઈશ્વરદાસ કોઠારી મુ૦ કડી**

પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦ શ્રીવલ્લભાબ્દ ૪૪૬

ન્યોછાવર રૂ ૧-૪-૦ પોષ્ટેજ જુદું

# श्री तुलसीकाष्ठमाला विजयपताका

देवं नंदनंदनं वंदे



॥ गीतिः ॥

श्री शुद्धाद्वैत सनातन वैदिक धर्म विजय स्तम्भ मौलौ॥
श्रीतुलसीकाष्ठमाला विजयपताकाच भारते स्फुरतु ॥१॥

प्रणेता प्रकाशकश्च-
शास्त्री ज्येष्ठाराम हरिजीवन जोषी
"शुद्धाद्वैत भूषण"

प्रथमावृत्तिः १००० श्रीवल्लभाब्दा ४५८
मूल्यं सपादरूप्यकः ॥

# લેખકનો નિશ્ચય અને વૈષ્ણવોને [illegible]



**वाचं कर्णसुधां व्यनक्तु सुजनस्तस्मिन्न मोदामहे ।**
**वक्ता वाचमसूयको विषमुचं तस्मिन्न खिद्यामहे ॥**
**या यस्य प्रकृतिः सतां वितनुतां किन्नस्तया जायते ।**
**कुर्म स्तत्खलु कर्म जन्मनिगडच्छेदाय यज्जायते ॥१॥**
**इत्यादि वचनानुसारेण स्वधर्मपरतयैव स्थैर्यं सुजनैः ॥**

સજ્જન મનુષ્ય કાનમા અમૃત જેવી વાણી સભળાવે તેમા અમો રાજી થતા નથી, અને નિંદાખોર ઝેરના વરસાદ જેવી વાણી બોલે તેમા અમો ખેદ પામતા નથી જેની જેવી પ્રકૃતિ છે તેવી તે પોતાની પ્રકૃતિનો વિસ્તાર કરે ? અમને તેનાથી શુ થાય છે અમે તો આ જન્મરૂપી જે બેડી તેને કાપવા માટે જે ક્રિયા છે તે કર્યા કરિયે છીએ ॥૧॥ ઇત્યાદિ વચનને અનુસારે સુજન મનુષ્યોએ પોતાના ધર્મમા દૃઢ પરાયણ થઇને રહેવુ **इति शिवमस्तु सज्जनानाम् ॥**

છપાવનાર-શાસ્ત્રી જ્યેષ્ઠારામ હરિજીવન જોષી
પ્રકટ કર્યાનુ સ્થળ-મોટા મંદીર પાસ, શ્રીકૃષ્ણ ભવન, ઉમરેઠ
મુદ્રક-રતિલાલ બાલકૃષ્ણ ત્રિવેદી
મુદ્રકસ્થાન-સરસ્વતી પ્રેસ, ઉમરેઠ

# વિષયાનુક્રમણિકા

श्रीकृष्णायनम ॥




**यथाधिकारंशरण भक्तिमार्गोपदेशत ॥**
**य उद्दधार सर्वांस्तं वन्दे श्रीवल्लभप्रभुम् ॥१॥**

વર્ણાશ્રમ ધર્માનુસાર શરણે આવેલા સર્વ જીવોને અધિકારાનુસાર ભક્તિમાર્ગનો ઉપદેશ કરી જે આ સંસારમાંથી ઉદ્ધાર કરે છે તે શ્રીમદ્વલ્લભાચાર્ય પ્રભુને વંદન કરૂં છું ॥૧॥

## સનાતન વૈદિક સિદ્ધાન્ત.

**अहो अमीषा किमकारि शोभनं प्रसन्नएषां स्विदुत स्वयंहरिः**
**येर्जन्मलब्धंनृषुभारताजिरे मुकुन्दसेवोपयिकं स्पृहाहिनः ॥**

જે મનુષ્યોએ ભરતખંડમાં મુકુન્દ એટલે મુક્તિને આપવાવાળા ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્રની સેવા કરવા લાયક મનુષ્યોમાં જન્મ ધારણ કર્યા છે, અહો ! તે લોકોએ શા પુણ્ય કર્યા હશે ? એઓને ભગવાન્ પોતેજ પ્રસન્ન થયા હશે કે શું ? એવો ભગવત્સેવોપયોગિ મનુષ્ય જન્મ ભરતખંડમાં લેવાની અમોને ઇચ્છા રહેલીજ છે ॥ એ પ્રકારે

શ્રીમદ્**ભાગવત** પંચમસ્કંધના ૧૯મા અધ્યાયના દેવતાઓએ કહેલું છે તે ઉપરથી નિશ્ચય થાય છે કે **પરમાત્માએ આ મનુષ્યજન્મ ભગવત્સેવા માટેજ આપેલો છે**

**यो यदंश सतं भजेत्** ॥ જે જેને અંશ હોય તેણે તેના અંશીને ભજવા જોઈએ એ શ્રુતિ (વેદ) વાક્યાનુસાર તેમજ **ममैवांशो जीवलोके जीवभूत सनातन** ॥ મનુષ્યલોકમા જીવરૂપ સનાતન મારોજ અંશ છે એ **ગીતા** વચનાનુસાર જીવ-પરમાત્માનો અંશ હોવાથી પુત્રે જેમ પિતાની સેવા કરવીજ જોઈએ તેમ અંશ એટલે પુત્રરૂપ **જીવે** અંશી એટલે પિતારૂપી **પરમાત્માની સેવા કરવીજ** જોઈએ, **એ જીવનો સ્વધર્મ છે**

**ब्राह्मणोऽस्यमुखमासीद्बाहूराजन्य कृत ।**
**उरूतदस्य यद्वैश्य' पद्भ्या शूद्रोऽजायत ॥**

ઇત્યાદિ **વેદ** વાક્યાનુસાર ચાતુર્વર્ણ્યની ઉત્પત્તિ શ્રી વિષ્ણુ-ભગવાનના અંગથી હોવાથી **ચાતુર્વર્ણ્ય પ્રજાએ પોતાને ઉત્પન્ન કર્તા શ્રી વિષ્ણુનીજ ઉપાસના કરવી જોઈએ, એ સ્વત સિદ્ધ ચારે વર્ણની પ્રજાનો સ્વધર્મ છે** તથાપિ કદાચ એમ કહે કે-બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય એ ત્રૈવર્ણિકોને તો સંધ્યાવન્દનાદિક નિત્યકર્મ અને ગાયત્રીજપ એજ કર્તવ્ય છે તોપણ ' **गायत्र्येव परो विष्णुः** " એ કાશીખંડના વાક્યાનુસાર ગાયત્રીમંત્ર પ્રતિપાદિત સૂર્યમંડલાન્તસ્થ નારાયણ વિષ્ણુનીજ ઉપાસના તેમાં પણ રહેલી છે તેવીજ રીતે અગ્નિહોત્રાદિક સેમાન યજ્ઞમાં પણ " **यज्ञो वै विष्णु.** ' એ **શ્રુતિ**મા પ્રતિપાદિત યજ્ઞનારાયણ વિષ્ણુનીજ ઉપાસના નિરૂપણ કરેલી છે

વેદ ભણવાના તથા પારાયણના પ્રારંભમા પણ "**हरिः ओम्**" કહેવામા આવે છે પરતુ "**शिवः ओम्**" કહેવામા આવતુ નથી

વૈદિકકર્મના પ્રારંભમા પણ '**ओम् विष्णु र्विष्णु र्विष्णुः**" એવી રીતે વિષ્ણુસ્મરણ કરીનેજ સંકલ્પાદિક કરાય છે એ શિષ્ટજનોની જાણ બહાર નથી

તેમજ સમાપ્તિમા પણ "**यस्य स्मृत्या च नामोक्त्या**" ઇત્યાદિ મંત્ર ભણીન્યૂનાતિરિક્ત દોષ પરિહારાદિક પણ વિષ્ણુસ્મરણથીજ કરવામા આવે છે

ઉપરોક્ત પ્રમાણોથી નિશ્ચય થાય છે કે **બ્રાહ્મણાદિક પ્રત્યેક વર્ણોએ શ્રી વિષ્ણુનીજ ઉપાસના કરવી જોઇએ એ દુંદુભિનાદ પૂર્વક સનાતન વૈદિક સિદ્ધાન્ત છે**

કેમકે વિષ્ણુની ઉપાસનાથીજ મોક્ષ પ્રાપ્ત થાય છે એ વિષે **મહાભારત** હરિવંશ ભવિષ્યપર્વના ૭૯-૮૦મા અધ્યાયમા એક ઇતિહાસ છે કે—

એક **ઘંટાકર્ણ** નામનો શ્રીરુદ્રના સખા કુબેરભંડારીનો અનુચર હતો ને **શ્રીમહાદેવજીનો** મહાન્ **અનન્ય ભક્ત હતો** વિષ્ણુનુ નામ સાભળવામા ન આવે તેટલા માટે તે પોતાના બન્ને કાનોમા ઘંટાઓ બાંધી રાખતો હતો, જો કોઇ પણ મનુષ્ય વિષ્ણુનુ નામ લે અગર વિષ્ણુની ચર્ચા કરે તો તુરતજ ઘંટાઓ હલાવે કે જેથી વિષ્ણુની ચર્ચા સાભળવામા ન આવે એ પ્રમાણે અનન્ય ભક્ત થઇ શ્રીમહાદેવજીની ઘણા કાળ સુધી સેવા કરી, ત્યારે કૈલાસવાસી

શ્રીમહાદેવજીએ પ્રસન્ન થઇ કહ્યું કે- વરદાન માગ? ત્યારે **ઘંટાકર્ણે મોક્ષ માગ્યો; ત્યારે શ્રીમહાદેવજીએ કહ્યું કે—**

**मुक्ति प्रदाता सर्वेषां विष्णुरेव न संशय ॥३०॥**
**तस्माद्गत्वा च बदरीं तत्राराध्य जनार्दनम् ॥**
**मुक्तिं प्राप्नुहि गोविंदात्वर नारायणाश्रमे ॥३१॥**

સંસારમાં સર્વે જીવોને **મુક્તિ (મોક્ષ) આપવાવાળા વિષ્ણુભગવાન્જ છે અમે કોઇ નથી એમાં સંશય ન માનવો** અને તેથી બદ્રિકાશ્રમમાં જઇ ત્યાં શ્રીકૃષ્ણચન્દ્રનું આરાધન કરીને તે નરનારાયણના આશ્રમમાં ભગવાન્ **શ્રીકૃષ્ણથી મુક્તિ મેળવો** આ ઇતિહાસ ઉપરથી પણ સર્વે વિષ્ટજનોના ધ્યાનમાં આવશે કે **શ્રી વિષ્ણુની ઉપાસનાથીજ મોક્ષ મળે છે** અને તેથીજ શ્રીવિષ્ણુની ઉપાસના એજ સનાતન વૈદિક સિદ્ધાન્ત છે **શ્રીઆદ્યશંકરાચાર્યજીએ** પણ પોતાના માતુશ્રીના **મોક્ષને માટે** પણ **શ્રીકૃષ્ણનીજ પ્રાર્થના કરેલી છે** અને તે કથા પણ **શંકરદિગ્વિજયમાં** સુપ્રસિદ્ધ છે

## તિલક અને માળાની આવશ્યકતા

હવે જેવી રીતે શ્રીવિષ્ણુની ઉપાસના વૈદિક સિદ્ધાન્ત છે તેવીજ રીતે શ્રીવિષ્ણુના ચરણ ચિન્હ પ્રમાણે કરીને ઉર્ધ્વપુંડ્રનું ધારણ અને તુલસીકાષ્ટમાલા ધારણ એ પણ વૈદિક સિદ્ધાન્તજ છે

યજ્ઞોમાં જેમ યજ્ઞના દેવનું આવાહન કરવાની આવશ્યકતા હોય છે, તેમજ ભક્તિ (સેવા) કરનારને તિલકરૂપી પ્રભુશ્રીના આવાહનની આવશ્યકતા છે, અને તેટલાજ માટે ભક્તજનો શ્રીહરિના દિવ્ય ચરણ કમળને પોતાના મુખ્ય લલાટમાં ધારણ કરે છે

જેમ ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્ર અર્જુનના સારથિ બની પાડવોનો જય સૂચવે છે તેમ ભક્તજનોના લલાટમા તિલકરૂપે પ્રભુ બિરાજી ભક્તજનોનુ મંગળ કરી સર્વદાજય સૂચન કરે છે

વળી ભગવચ્ચરણાકૃતિ ઉર્ધ્વપુંડ્રતિલક નીચે નાસિકાના મળમાથી ગંધ કરી ઉપરના ભાગમાથી ખુલ્લુ રાખવામા આવે છે તેથી તે તિલક ભક્તજનોની ઉર્ધ્વગતિ કરનાર છે એમ સૂચવે છે અને તેથીજ ઉર્ધ્વલોકની ગતિ ઇચ્છનારાઓને તે ધારણ કરવાની આવશ્યકતા છે

વળી દંડાકૃતિ જે તિલક કરવામા આવે છે તે સુંદર શ્રીયમુનાજીના બને તટના ભાવનુ સૂચન કરી યમુનાજીદ્વારા ભગવત્પ્રાપ્તિ કરાવે છે તેમજ યમદંડની નિવૃત્તિ સૂચન કરે છે તેથી યમદંડની નિવૃત્તિ માટે દંડાકૃતિ તિલકની આવશ્યકતા છ

જેમ સૌભાગ્યવતી સ્ત્રીને સૌભાગ્ય ચિન્હ તરીકે પતિની સવામા હાજર થવા અગાઉ કુંકુમનો ચાંલ્લો તથા મંગલસૂત્ર વિગેરેની આવશ્યકતા છે તેમ ભગવદ્ભક્ત વૈષ્ણવોને શ્રીહરિની સેવામા હાજર થવા અગાઉ કુંકુમનુ ગોપીચંદન મિશ્રિત માંગલ્યમય તિલક અને તુલસીકાષ્ઠમાના ધારણ કરવાની આવશ્યકતા છે

જેમ લૌકિકમા રાજાના દરબારમા ( કોર્ટમા ) રાજ્યસત્તાધીશની સવામા હાજર થનારને ચપરાશની આવશ્યકતા છે તેમ અલૌકિક પ્રભુના દરબારમા પ્રભુની સવામા હાજર થનારને તિલકમાલાની આવશ્યકતા છે

કેટલાએક એમ કહે છે કે-તિલકમાલા એ તો એક પ્રકારનો બાહ્યાડંબર છે તેની જો આવશ્યકતા હોત તો શ્રીહરિએ જન્મ સાથેજ

તિલકમાલા કેમ નથી આપી ? એ પ્રકારે શંકા કરનારાઓને કહેવું જોઇએ કે-શ્રીહરિએ તમોને જન્મ સાથે વસ્ત્ર પણ નથી આપ્યા, તો તે પહેરવાની તમારે શી આવશ્યકતા છે ? યદિ કહેશો કે દેહના રક્ષણ માટે તેની આવશ્યકતા છે તો અમો પણ કહીશું કે-ઉંતના ઇશ્વરની સાથે જે સંબંધ છે તે સંબંધના રક્ષણ માટે તિલકમાલાની પણ આવશ્યકતા છે એટલાજ માટે કહ્યું છે કે--

**अलौकिकांस्तु ये भावा न ता स्तर्केण योजयेत् ॥**

જે ભાવો અલૌકિક એટલે ભગવત્ સંબંધી છે તે ભાવને તર્કથી યોજના નહિ કરવી જોઇએ અર્થાત્ લૌકિક બુદ્ધિના તર્કની આજ્ઞાઓમાં નહિ ચલાવવા જોઇએ

## તિલકમાલા શિવાય વૈદીકકર્મની નિષ્ફલતા.

**મત્સ્યપુરાણમાં** કહ્યું છે કે—

**यो विना चोर्ध्वपुण्ड्रेण यत्कुर्यात्कर्म वैदिकम् ।**
**निष्फलं तस्य तत्सर्वं भस्मन्येवाहुति र्यथा ॥**

જે મનુષ્ય **ઉર્ધ્વપુંડ્રતિલક** અને ચંદનની **તુલસીકાષ્ઠમાલા** ધારણ કર્યા **શિવાય** જે સંધ્યોપાસનાદિક વૈદિકકર્મ કરે છે તેનું તે **સર્વ વૈદિકકર્મ** ભસ્મમાં આપેલી જેમ આહુતિ નિષ્ફળ થાય છે તેમ **નિષ્ફળ થાય છે** **ધર્મપ્રવૃત્તિમાં** કહ્યું છે કે-

**ललाटे तिलकं धृत्वा कुर्युः शैवाश्च वैष्णवाः ।**
**तर्पणं चापि यच्छ्राद्ध मन्यथा निष्फलं भवेत् ॥**

**શૈવોએ** તથા **વૈષ્ણવોએ** લલાટમાં શુદ્ધ ઉર્ધ્વપુંડ્ર **તિલક ધારણ કરીને** તર્પણ શ્રાદ્ધ અને ચકારથી **સંધ્યોપાસનાદિક કર્મ કરવું જોઇએ તે શિવાય કરે તો નિષ્ફળ થાય છે**

**આચાર પ્રકાશ**માં કહ્યું છે કે—

**तदुर्ध्वपुण्ड्रशंखाद्यै र्युत स्तुलसीभूषणैः ।**
**संध्योपास्त्यादिकं कुर्यात्कुशपाणि र्हरिंस्मरन् ॥**

ઉર્ધ્વપુંડ્રતિલક, શંખચક્રાદિક ગોપીચંદનની મુદ્રાઓ અને તુળસીકાષ્ઠની માળા ધારણ કરીને તે સંધ્યોપાસનાદિક વૈદિકકર્મ દર્ભ હાથમાં લઈ શ્રીવિષ્ણુ સ્મરણ કરીને કરવું જોઈએ

ઉપરના પ્રમાણોથી સુજ્ઞ જનોની ધ્યાનમાં આવશે કે તિલક માળા સિવાય વૈદિક કર્મ નિષ્ફળ થાય છે અતએવ તિલકમાલા ધારણ કરી સંધ્યોપાસનાદિક વૈદિકકર્મ કરવું એજ વૈદિક સિદ્ધાન્ત છે

## શૈવ અગર સ્માર્તોનો સિદ્ધાન્ત

જીવ એ એજ બ્રહ્મ છે, જગત્ મિથ્યા છે, અને જીવ બ્રહ્મરૂપ થતા સુધી ભસ્મ ધારણ કરવાની જરૂર છે શૈવ સુધાકર વિગેરે ગ્રંથોમાં કહ્યું છે કે--

**विना भस्मत्रिपुण्ड्रेण विना रुद्राक्षमालया ।**
**पूजितोऽपि महादेवो न तस्य फलदो भवेत् ॥**

ભસ્મત્રિપુંડ્ર અને રૂદ્રાક્ષમાલા ધારણ કર્યા શિવાય મહાદેવનું પૂજન કરવામાં આવે છે તો તે મહાદેવ તેને ફલ આપતા નથી

ઇત્યાદિથી નિશ્ચય થાય છે કે શિવલોક એટલે કૈલાસની પ્રાપ્તિની અભિલાષાવાળાએ એ ભસ્મ રૂદ્રાક્ષ ધારણ કરી શ્રીમહાદેવજીની ઉપાસના કરવી જોઈએ

## વૈષ્ણવોનો સિદ્ધાન્ત

જગત્ સત્ય છે, જીવે અવિદ્યાથી કલ્પેલો અહંતા મમતાત્મક સંસાર મિથ્યા છે જીવ અણુ છે અને શુદ્ધ નિર્ગુણ બ્રહ્મનો અંશ છે પરબ્રહ્મ શ્રીકૃષ્ણજ છે અતએવ તેમની સેવા કરવી એજ જીવનો ધર્મ છે એટલે વસ્તુત સ્વધર્મ શ્રીકૃષ્ણ સેવાજ છે તે સેવાના અધિકાર માટે પ્રભુપ્રપત્તિ અને આત્મનિવેદન કરી તિલક અને તુલસીકાષ્ઠમાલા ધારણ કરવીજ જોઇએ અર્થાત્ ભગવત્શરણાગતિ કરી આત્મનિવેદન કરીને તિલકમાલા ધારણ કરી ભગવત્સેવા કરવાથી ભગવત્પ્રાપ્તિ થાય છે

## પ્રાચીન શાસ્ત્રકારોની વ્યવસ્થા

સ્માર્ત અને ભાગવત, શૈવ અને વૈષ્ણવ એવા ભેદ પ્રાચીન પરંપરાથી ચાલ્યા આવે છે એ સર્વ સજ્જનોને કબુલ કરવું પડે તેમ છે, અને તેવા ભેદ વેદ, સ્મૃતિ, અને પુરાણોમાં સર્વત્ર સુપ્રસિદ્ધ છે એટલુંજ નહિ પણ નિરક્ષર મનુષ્યને પણ કબુલ કરવું પડશે કે એકાદશી વિગેરે વ્રતમાં વધને લીધે ઘણી વખત બે વ્રત થાય છે, ત્યાં પ્રથમ દશમી વિદ્ધા એકાદશી સ્માર્ત અથવા શૈવોની અને બીજી એકાદશી ભાગવતોની એટલે ભગવદ્ ભક્ત વૈષ્ણવોની આ ઉપરથી પણ શૈવ અને વૈષ્ણવ એવા ભેદ પ્રત્યેક સાક્ષરને અંગીકાર કર્યા શિવાય ચાલે તેમ નથી સામાન્ય "**મહિમ્નસ્તોત્ર**" ના અભ્યાસીઓને પણ

**त्रयी सांख्यंयोग पशुपतिमतं वैष्णव मिति ॥ श्लो ७**

પશુપતિ એટલે શૈવમત અને વૈષ્ણવમત એમ બે મત સ્પષ્ટ રીતે જણાઇ શકે તેમ છે પ્રાચીન ધર્મશાસ્ત્રકારોએ તથા **ધર્મસિંધુ**

અને **નિર્ણયસિંધુ** વિગેરે નિબન્ધકારોએ પણ શૈવ અને વૈષ્ણવ પરત્વે વ્યવસ્થા લખેલી છે આ પ્રમાણે શૈવ સંપ્રદાય અને વૈષ્ણવ સંપ્રદાય બન્ને પૃથક્ પૃથક્ હોવાથી બન્ને માર્ગની ઉપાસના, ચિન્હ, વિગેરે પણ પૃથક્ પૃથક્ છે જેમકે **શિવના ઉપાસકોએ શૈવ ચિન્હ ભસ્મ રૂદ્રાક્ષ ધારણ કરી સંધ્યોપાસનાદિક નિત્ય કર્મ તથા શિવપૂજન વિગેરે કરવું જોઇએ**, તેમજ રીતે **વૈષ્ણવોએ પણ વૈષ્ણવ ચિન્હ ઉર્ધ્વપુંડ્ર તિલક તથા તુલસીકાષ્ઠમાલા ધારણ કરી સંધ્યોપાસનાદિક નિત્ય નૈમિત્તિક વૈદિક કર્મ તથા શ્રીકૃષ્ણ સેવા કરવીજ જોઇએ** એમ પ્રાચીન પરંપરાથી વ્યવસ્થા ચાલી આવેલી છે

## શૈવોનો દુરાગ્રહ

કેટલાએક નિરક્ષર ભટ્ટાચાર્ય મહાશયો એમજ સમજી બેઠા છે કે- બ્રાહ્મણોએ ઉર્ધ્વપુંડ તિલક તથા તુલસીકાષ્ઠમાલા ધારણ થઇ શકેજ નહિ, બ્રાહ્મણોએ તો ભસ્મ રૂદ્રાક્ષ ધારણ કરીનેજ સંધ્યોપાસનાદિક વૈદિકકર્મ કરવા જોઇએ ભસ્મ રૂદ્રાક્ષ ધારણ કર્યા શિવાય સંધ્યોપાસનાદિક વૈદિક કર્મ થઇ શકેજ નહિ એવા મન્તવ્યવાળા નિરક્ષર ચક્રવર્તિઓને નમન પ્રણામ પૂર્વક નિવેદન કે- **આચારાર્ક** તથા **પ્રયોગ પારિજાત**મા કહ્યુ છે કે—

**ललाटे तिलकं कृत्वा संध्याकर्म समाचरेत्॥**
**अकृत्वा भाल तिलकं तस्य कर्म निरर्थकम्॥**

લલાટમા ઉર્ધ્વપુંડ્ર તિલક ધારણ કરીને સંધ્યોપાસનાદિક કર્મનું સારી રીતે આચરણ કરવુ જોઇએ લલાટમા તિલક ધારણ કર્યા શિવાય જે સંધ્યોપાસનાદિક કર્મ કરે છે તેનુ તે કર્મ નિષ્ફળ

થાય છે ॥ **કમલાકર આન્હિક**મા પણ કહ્યુ છે કે—

**उर्ध्वपुण्ड्र विहीनस्तु द्विज संध्यादिकं चरेत् ।**
**तत्सर्वं राक्षसै नीत नरकं चाधिगच्छति ॥**

જે બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય ઉર્ધ્વપુડ્ર તિલક ધારણ કર્યા શિવાય સધ્યોપાસનાદિક વૈદિક કર્મ કરે છે તો તે સર્વ કર્મ રાક્ષસો લેઇ જાય છે અને તે કર્મ કરનાર નરક પ્રત્યે જાય છે (આ **કમલાકર આન્હિક ગ્રંથના કર્ત્તા** નૈની બ્રાહ્મણોના નિવાસભૂત શ્રી **કાશી** નગરના **નિવાસી** જેમના પૂર્વજોને **જગદ્ગુરૂ**ની પદ્દી હતી, અને હજુ પણ જેના વશજો અગ્ર પૂજાને પ્રાપ્ત થાય છે તેવા સુપ્રસિદ્ધ વિદ્વાન્ **નિર્ણયસિંધુ** જેવા મહાન્ ગ્રથોના **કર્ત્તા મહામહોપાધ્યાય**ની ગવર્મેન્ટ સરકારથી માનવતી પદ્દી ભોગવનાર **કમલાકર ભટ્ટ** છે ) તેમજ વેદના **વાસુદેવોપનિષદ**મા પણ **બ્રાહ્મણોને માટે** સવિસ્તર રીતે ઉર્ધ્વપુડ્રનો વિધિ લખવામા આવેલ છે જીજ્ઞાસુએ ત્યા જોઇ લેવુ વિસ્તાર ભયથી અત્રે લખવામા આવ્યા નથી તેમજ બ્રાહ્મણોને મુખ્ય સસ્કારાદિ વૈદિક કર્મ પારસ્કરાચાર્ય વિરચિત **ગૃહ્યસૂત્ર**ને આધારે કરવામા આવે છે તે સૂત્રનુ અવલોકન કરીશુ તો સ્પષ્ટ જણાઇ આવે છે કે સૂત્રમા ભસ્મ રૂદ્રાક્ષ ધારણ કરવાનુ વિધાન બીલકુલ સૂત્રકારે કરેલુ નથી જુઓ હરિહર ભાષ્ય સહિત ગૃહ્યસૂત્ર સવત ૧૯૪૬મા મહામહોપાધ્યાય રાજારામ શાસ્ત્રીની સમતિથી સશોધન થઇ ફોર્ટ પ્રિન્ટીગ મુદ્રાયત્રાલયમા છપાયલ છે તેનુ પૃષ્ઠ ૧૦૭ અને ૧૦૮ પૃષ્ઠ ૧૦૭મા ચતુર્થીકર્મ કડિકા સપૂર્ણ કરીને ( ) કડિકામા પ્રક્ષિપ્ત ભાગ તરીકે ભસ્મ ધારણનુ વિધાન છે અને તેના ભાષ્યમા પૃષ્ઠ ૧૦૮મા ભાષ્યકાર સ્પષ્ટ લખે છે કે—

આ સૂત્રમા ત્ર્યાયુષકરણ અર્થાત "**त्र्यायुषं**" **એ મંત્રથી ભસ્મ ધારણ ગૃહ્યસૂત્રકારે કહેલું નથી તોપણ પ્રસિદ્ધ હોવાથી શિષ્ટ પરંપરાથી લોકો આચરણ કરતા હોવાથી લખવામાં આવેલું છે.**

આ ઉપરથી નિશ્ચય થઇ શકે છે કે જો ભસ્મ ત્રિપુંડ્ર ધારણ પ્રત્યેક બ્રાહ્મણોને ધારણ કરવાની આવશ્યકતા હોત તો સૂત્રકારે તેનું "**अहरहः संध्यामुपासीत**" હમેશા સંધ્યોપાસનાદિ કર્મ કરવું જોઇએ એ વેદાજ્ઞા પ્રમાણે ભસ્મ ત્રિપુંડ્ર ધારણનું પણ વિધાન અવશ્ય કર્યું હોત તેમ નહિ હોવાથી પક્ષપાત રહિત નિર્મત્સર વિદ્વજ્જનો વિચારશે તો સ્પષ્ટ જણાશે કે પ્રત્યેક બ્રાહ્મણને ભસ્મ ત્રિપુંડ્ર ધારણની આવશ્યકતા છે જ નહિ માત્ર શૈવ બ્રાહ્મણોનેજ તેની આવશ્યકતા છે કેમકે ઉપનિષદોમા જ્યા જ્યા ભસ્મ ત્રિપુંડ્ર ધારણનું વિધાન છે ત્યા તે તે ઉપનિષદોના અંતમા તેના ફળ તરીકે **'शिवलोके महीयते'' "व्रतमेतत् शाम्भवं ॥ व्रतमेतत्पाशुपत"** (શિવલોકમા પ્રાપ્ત થાય છે) (આ વ્રત શંભુના અનુયાયીઓ માટે છે) (આ વ્રત પાશુપતમતવાળાઓ માટે છે) ઇત્યાદિ સ્પષ્ટ લખેલું છે જેથી સ્પષ્ટ છે કે ભસ્માદિ વિધાન શિવલોકની પ્રાપ્તિની અભિલાષા વાળા શૈવપાશુપતમતના અનુયાયીઓ માટેજ છે પરંતુ ભગવત્પ્રાપ્તિની અભિલાષાવાળા વિષ્ણુ ઉપાસક બ્રાહ્મણાદિકોને માટે તે વિધાન નથીજ માટે તેવા દુરાગ્રહી શૈવસજ્જનોનો દુષ્પ્રલાપ સર્વથા મિથ્યા છે એ સુસ્પષ્ટ ઉપરના પ્રમાણોથી જણાઇ આવે છે

## માલાતિલક વિષે થયેલા શાસ્ત્રાર્થો.

૧ માલાતિલક વિષે પ્રથમ આક્ષેપ સંવત **૧૬૭૫** ની સાલમા

જહાંગીર બાદશાહના સમયમા એક **બહિયલ** પ્રગણાના **છહિલો-લ-વાસણા** ગામના ગૌડ઼િશ મોઢબ્રાહ્મણે સંન્યસ્ત લેઇ **ચિદ્રૂપ** નામ ધારણકરી બાદશાહ દ્વારા કર્યો હતો, આ ઝગડા લગભગ ત્રણ વર્ષ સુધી ચાલ્યો હતો, અને પરિણામે **ધર્મપ્રચારક આચાર્ય માલા-રક્ષક ગોસ્વામિશ્રીમદ્ ગોકુલનાથજીમહારાજે** વિજય કર્યા હતો તે સમયનો ગ્રંથ પદ્યમા “ **માલા પ્રસંગ** ” નામનો ઘણોજ મ્હોટો છે તેથી તેનો **સાર આ ગ્રંથમા આપવામાં આવેલો છે** તથા ચિદ્રૂપ સાથે **શાસ્ત્રાર્થ** કર્તા **શ્રીમદ્ ગોકુલનાથાચાર્યજી મહારાજનો સુંદર ફોટો** પણ આપવામા આવેલો છે

૨ ત્યારપછી સવત **૧૮૭૯**ની સાલમા એક રામાનુજ સપ્રદાયના **અનન્તાચાર્ય** નામે પરશાસ્ત્ર સપન્ન મહાન્ વિદ્વાન આચાર્ય **ઉદેપુર**મા પધાર્યા હતા, અને ત્યાના ગામના પડિતોને શાસ્ત્રાર્થદ્વારા પરાજય કરી **શ્રીનાથદ્વારા** પધાર્યા હતા અને નાથદ્વારા-ધીશ તિલકાયિત ( **ટિકાયત** ) **શ્રીદાઉજીમહારાજ**ને શાસ્ત્રાર્થ માટે આમત્રણ કર્યું હતુ, તે સમયે ત્યા **કાશીના** સુપ્રસિદ્ધ **ધર્મધુરં-ધરાચાર્ય ગોસ્વામિ શ્રીગિરિધરજી મહારાજ** તથા શ્રીગોપેશ્વરજી, શ્રીદ્વારિકેશજી, શ્રીગોપીનાથજી વિગેરે દસબાર મહા[illegible] તથા અચ્યુત ભટ્ટ, ગોવર્ધનશાસ્ત્રી, રાધાકૃષ્ણશાસ્ત્રી, નન્દશાસ્ત્રી વિગેરે વિદ્વજ્જનો પણ ઉપસ્થિત હતા, આ સર્વના મધ્યમા **શ્રીઅનન્તાચાર્યજી એ કાશીવાળા શ્રીગિરિધરજી મહારાજ સાથે શાસ્ત્રાર્થ કર્યો હતો,** તે શાસ્ત્રાર્થમા સપ્રદાય સબન્ધી શાસ્ત્રાર્થ પ્રથમ કરી છેવટ **માલા સંબંધી શાસ્ત્રાર્થ થયેલો છે.** જે આ ગ્રથમા સસ્કૃતમા ગુજરાતી અનુવાદ સાથે આપવામા આવેલો છે તથા **શાસ્ત્રાર્થકર્તા**

**શ્રીગિરિધરજી મહારાજનો સુંદર ફોટો** પણ આ ગ્રથમા આપેલો છે

૩ તે પછી લગભગ સવંત **૧૯૨૪** ની સાલમા એક શૈવી **લક્ષ્મણગિરિ** નામના સન્યાસીએ જયપુરમહારાજાનો આશ્રય લેઇ ચારે વૈષ્ણવ સપ્રદાયોના આચાર્યો ઉપર લગભગ આઠ પ્રશ્નો જેમા ગર્ભિત રીતે એક એક પ્રશ્નમા આઠ આઠ પ્રશ્નો રહેલા છે તેવા પ્રશ્નો મોકલ્યા હતા, જેના પ્રત્યુત્તરોમા શ્રીમદ્ વલ્લભાચાર્ય વંશજ આચાર્ય તરફથી ભરતમાર્તંડ પંડિત શ્રીગટ્ટુલાલજીએ આપેલા પ્રત્યુત્તર રૂપે " **સત્સિદ્ધાન્ત માર્તંડ** " નામે ગ્રથ સુપ્રસિદ્ધ છે જેમા માલાતિલક સંબંધી શાસ્ત્રાર્થ સવિસ્તર આપવામા આવેલો છે અને જેનુ ખંડન પણ અદ્યાવધિ કોઇએ કરેલુ નથી તેવીજ રીતે રામાનુજ સપ્રદાય તરફથી પણ આપેલા પ્રત્યુત્તરરૂપે ' **દુર્જનકરિ પંચાનન** " " **કેશવતત્વપ્રકાશ** " વિગેરે ગ્રથો સુપ્રસિદ્ધ છે

૪ ત્યારબાદ ઉજ્જૈનના એક પંડિતે તિલકમાલા સંબંધી આક્ષેપ કરી ભસ્મધારણનો આગ્રહ કર્યો હતો, જેનો શાસ્ત્રાર્થ દ્વારા પ્રત્યુત્તર પ્રતિવાદિભયંકર શ્રીઅનંતાચાર્યે આપ્યો હતો, જે " **ભસ્મ-ધારણ વિચાર** " નામે સવંત ૧૯૫૪ ની સાલમા ગંગાવિષ્ણુ શ્રીકૃષ્ણદાસ કલ્યાણ-મુંબઇ વાળાના પ્રેસમા છપાઇ બહાર પડેલો છે

૫ છેલ્લો માલાતિલક સંબંધી **શાસ્ત્રાર્થ** સવંત **૧૯૬૭** ની સાલમા **પાટણ મુકામે** બ્રહ્મીભૂત શારદામઠાધીશ્વર **શ્રીમાન્ શંકરા-ચાર્ય માધવતીર્થ સ્વામિજી** અને **આ ગ્રંથના લેખકને** થયો હતો જેનુ પરિણામ " **વિજયપત્રિકોન્મૂલન કુઠાર** " નામના

પ્રથમ સુપ્રસિદ્ધ છે **ઉપરના** તમામ **શાસ્ત્રાર્થો યા ગ્રંથો વાંચ-વાને મારે** વૈષ્ણવી દીક્ષાવાળા બ્રાહ્મણોની નિંદા કરનારા દુરાગ્રહી **શૈવસજ્જનોને** અમારી નમ્ર **પ્રાર્થના છે.**

## શારદા મઠના બ્રહ્મીભૂત શ્રીશંકરાચાર્યજી

દૈવવશાત્ શારદા પીઠાધિરૂઢ થયેલ **શ્રીમાન્ માધવતીર્થ સ્વામિજીએ** જ્યારથી પીઠાધિરૂઢ થયા ત્યારથી ગામેગામ પથગી બ્રાહ્મણજાતિઓમાં વૈમનસ્ય ઉત્પન્ન કરી ધર્મના ઝગડાને નિમિત્ત કરીને તડો પડાવીને તથા તેવાજ કાર્યો કરી "**કલહપ્રિય**" ની માનવતી સુપ્રસિદ્ધ **પદ્વી** વર્તમાનપત્રો દ્વારા **પ્રાપ્ત કરી હતી** તે કોઈપણ સજ્જનોની જાણ બહાર નથી

## તેમના લેખની વિદ્વાનોમાં માન્યતા

ગાદીએ બેઠા પછી સ્વામિજીએ પરદેશ (વિલાયત) ગમન કરનાર કૌલ વાણીઆઓને પ્રાયશ્ચિત્ત કરાવી પાવન કરનાર નિર્ણય (લેખ) સંવત ૧૯[illegible]૧ના પોષ સુદિ ૧૩ ગુરૂએ આપ્યો હતો તે **શ્રીશંકરાચાર્ય માધવતીર્થ સ્વામીજીએ આપેલા લેખ (શાસ્ત્રાર્થ) નું શૃંગેરીપીઠાધીશ્વર શ્રીમાન્ શંકરાચાર્યજીએ** તથા કોલ્હાપુરથી સંસ્કૃતમાં નિકળતા માસિકપત્ર '**સંસ્કૃત ચન્દ્રિકા**" **ના સંપાદક અક્ષરશ: ખંડન કરેલું છે,** એટલુંજ નહિ પણ શૃંગેરીપીઠાધીશ્વર શ્રીમાન્ શંકરાચાર્યજીના લેખ ઉપર **કાશીના** સુપ્રસિદ્ધ અને નામદાર ગવર્મેન્ટ સરકાર તરફથી "**મહામહોપાધ્યાય**" ની માનવતી પદ્વી ભોગવનાર વિગેરે લગભગ **૪૦ પંડિતોની** તેમજ **પૂનાના** સુપ્રસિદ્ધ **૪૭ પંડિતોની સંમતિ**

છે અને તે લેખ " **સમુદયાનાદિશાસ્ત્રાર્થ સિદ્ધાંત સંગ્રહ** " એવા નામથી મુબાઇના કર્નાટક પ્રેસમા છપાવી શ્રીમાન્ વિઠ્ઠલ ગજારામ દલાલે સંવત ૧૯૬૨ના મહા સુદિ ૫ વસંત પંચમીએ શારદાપીઠા ધીશ્વર શ્રીમાન્ માધવતીર્થ સ્વામિજીનેજ અર્પણ કર્યો છે અને અર્પણ પત્રિકામા સ્પષ્ટ લખ્યુ છે કે " આપનાથી આ લેખ વિરૂદ્ધ છે તેથી આપશ્રીનેજ અર્પણ કરૂ છુ અને આ લેખને સારી રીતે અવલોકન કરીને આપશ્રીએ આપેલો નિર્ણય શાસ્ત્રાનુસાર છે કે આ આપશ્રીને અર્પણ કરેલો નિર્ણય શાસ્ત્રાનુસાર છે, તેનો નિર્ણય મોકલશો " પરતુ **શ્રીમાન્ માધવતીર્થ સ્વામિજી તેનો પ્રત્યુત્તાર બ્રહ્મીભૂત થતા સુધી લખી શકયા નથી.** એટલુજ નહિ પણ જ્યારે શ્રૃંગેરીપીઠાધીશ્વરના લેખ ઉપર **કાશીના પંડિત શિવકુમાર વિગેરે પંડિતોની સંમતિ છે** ત્યારે શ્રીમાન્ શારદાપીઠાધીશ્વરના લેખ ઉપર એજ પંડિતોની સંમતિ છે આ ઉપરથી સુજ્ઞજનો વિચાર કરી લેશે કે તેઓ શ્રીના લેખની **વિદ્વાનોમાં કેવી માન્યતા છે.**

## શ્રીમાન્ શંકરાચાર્ય માધવતીર્થ સ્વામિજીના લેખ વિષે નામદાર વડોદરાની હાઇકોર્ટની માન્યતા

સ્વામિજીએ " કલ્પિતમાર્ગકંટકદ્રુમદાવાનલ ' નામની ચોપડી પ્રકટ કરી હતી તે સબંધી મહેસાણા કો૦ ન્યા૦ વર્ગ ૧ મા ફરીઆદ થઇ હતી અને તે કેશ વડોદરાની હાઇકોર્ટે જતા **નામદાર વડોદરાની હાઇકોર્ટે તેમના લેખ વિષે ટીકા કરતાં** છેવટના ફકરામા **જણાવ્યું હતું કે—**

And the libelous matter to judge from the extracts read out to us is so outrageous as to forfeit any special consideration which the rank and dignity of its alleged author may entitle him to

29th Nov 1911 s l/ The Judges.

**ઉપરના અંગ્રેજી ફકરાનો શબ્દાર્થ નીચે મુજબ છે**

**અને અમારા સમક્ષ વાંચવામાં આવેલા ફકરા ઉપરથી વિચાર કરતાં બદનક્ષી ભરેલી બાબત એટલી બધી લાજ વગરની ( Outrageous ) છે કે તેના કહેવાતા લખનાર પોતાના દરજા અને મોભાને લીધે જે કંઇ ખાસ માનને યોગ્ય હોય તે હક ગુમાવે છે. ( forfeit )** તા ૨૯-૧૧-૧૯૧૧

(સહી અંગ્રેજીમા) વરિષ્ઠ
**કોર્ટના ન્યાયાધિશોની**

આ ઉપરથી સ્વામિજીના “ **કલ્પિત માર્ગ કંટક નિગ્રહાવાનલ** ” અને ત્રિવેદીના “ **પુષ્ટિમાર્ગ કલ્પિત છે** ’ એ બંને ચોપડીઓના **લેખની નામદાર હાઇકોર્ટમા પણ કેટલી માન્યતા છે તે સુજ્ઞજનો નિષ્પક્ષપાત રીતે વિચાર કરેથી સમજી શકશે**

## આર્ય સમાજીઓ સાથે શાસ્ત્રાર્થ

ત્યારબાદ સ્વામિજીએ અમલસાડ મુકામે **આર્ય સમાજીઓ સાથે શાસ્ત્રાર્થ કર્યો હતો** જેનુ પરિણામ મગન મોહનરાય તરફથી બહાર પડેલ “ **અમલસાડ શાસ્ત્રાર્થ** ” વાચવાથી સુજ્ઞજનોની ધ્યાનમા આવશે તેમજ તેના પૃષ્ઠ ૩૦ મા મૂર્તિપૂજા સબંધી વિવાદ થતા સ્વામિજીએ જણાવ્યુ છે કે– ( પાષાણાદિની પ્રતિમાની પૂજા

કમે પણ કયા માનીએ છીએ ) આ તેઓ શ્રીના વાકયથી તેઓ શ્રી કેટલા બધા **આસ્તિક શિરોમણિ હતા** તે પણ સાક્ષર વર્ગ સમજી શકશે

## સ્વામિનારાયણ મતાનુયાયીઓ સાથે શાસ્ત્રાર્થ

તે પછી સવત ૧૯૬૪ની સાલમા સ્વામિજીએ સ્વામિનારાયણ મતાનુયાયીઓ સાથે કલહ આરભ્યો હતો, જેને લીધે કાશી પર્યંત સભાઓ ભરાઇ, સામાસામે પ્રશ્નો પુછાયા, ચેલેન્જો અપાયા, કોર્ટ પણ કામ ગયુ, આખરે પરિણામ એજ આવ્યુ કે-શ્રીશકરાચાર્ય માધવતીર્થ સ્વામિજીએ પ્રથમ **સ્વામિનારાયણ સંપ્રદાયને (દ્રૃ. ચુદ્ધ વિગેરેમા) અવૈદિક બતાવી** ( જુઓ તા ૮ મી મે સને ૧૯૧૦નુ "**ગુજરાતી**" પત્ર પૃ૦ ૭૦૫ ) **મુકેલો આક્ષેપ;** સ્વામિનારાયણ સપ્રદાયની ગાદીના **મહારાજે "સ્વામિજીની પધરામણી કરવામાં કાંઇ અડચણ નથી"** એવી મતલબનુ **આજ્ઞાપત્ર બહાર પાડતાં રદ કરી** સ્વામિનારાયણ ધર્મમા **અવૈદિકત્વના આક્ષેપનો અવકાશ રહેતો નથી એમ કબુલ કરીને વૈદિક ઠરાવ્યો** જુઓ તા. ૪ અકટોબર સને ૧૯૦૮ નુ "**ગુજરાતી**" પત્ર.

## વૈદિક અને અવૈદિક

શ્રીશકરાચાર્ય માધવતીર્થ સ્વામિજીએ જ્યોતિર્મઠના શ્રીશંકરાચાર્ય મધુસૂદનાનદ પર્વત સામે કેશ આરભ્યો હતો જેમા અમદાવાદના ફ૦ કો૦ સ૦ જડજ સાહેબની રૂબરૂ શ્રીમાન્ માધવતીર્થ સ્વામિજીએ તા ૭ મી સપ્ટેમ્બર સને ૧૯૦૫ ના રોજ જુબાની આપતા મે૦ કમીશ્નર સાહેબના સવાલ ઉપરથી જણાવ્યુ છે કે- **મધ્વાચાર્ય વાળા, રામાનુજાચાર્યવાળા, વલ્લભાચાર્યવાળા, સ્વામિનારાયણ**

વિગેરે **સંપ્રદાયો પોતાનો આધાર વેદ પર રાખે** . આ પ્રમાણે સ્વામિજીએ પોતાનીજ જુબાનીમા વૈષ્ણવ સંપ્રદાયોને પ્રથમ **વૈદિક** બતાવી પાછળથી અવૈદિકત્વનો આક્ષેપ કેમ મૂકયો ? એમ પ્રત્યેકને શંકા ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે જેના ખુલાસા માટે વિચાર કરીયે તો શ્રીમાન્ શારદામઠના શંકરાચાર્ય શ્રીમાધવતીર્થ સ્વામિજી **નંબુરી** હતા, એમ,તેઓની જ્યોતિર્મઠના શ્રીશંકરાચાર્યજીવાળા કેસમા તા ૧ સપ્ટેમ્બર સને ૧૯૦૫ ની જુબાનીથી સિદ્ધ થાય છે, એ નંબૂરીની વસ્તી પ્રાય દક્ષિણ દેશમા છે શ્રીઆદ્યશંકરાચાર્યજી મહારાજ નંબૂરી હતા તેઓ શ્રીએ પોતાના માતુશ્રીના વૈકુંઠગમનાનતર તેમના દેહને અગ્નિ સંસ્કાર કરવા તેઓ શ્રીની જ્ઞાતિના બ્રાહ્મણો નહિ આવવાથી નંબુરી બ્રાહ્મણોને શ્રાપ આપેલો છે કે-**તમો વેદથી ભ્રષ્ટ થશો, સંન્યાસી તમારી ભિક્ષા ગ્રહણ કરશે નહિ, અને તમારા બારણામાં મડદાં બળશે** આ વાત સ્વામિજીએ તા ૨ જી સપ્ટેમ્બર ૧૯૦૫ ની જુબાનીમા કબુલ કરેલી છે. તેમજ આ કથા "**શંકર દિગ્વિજય**" ના ૧૪ મા સર્ગના શ્લોક ૪૯-૫૦-૫૧ વિગેરેમા સુપ્રસિદ્ધ છે અતએવ શ્રીઆદ્યશંકરાચાર્યજી મહારાજના શ્રાપ મુજબ વિચાર કરીએ તો **શ્રી શંકરાચાર્ય માધવતીર્થ સ્વામિજી નંબુરી હોવાથી વેદથી ભ્રષ્ટ** એટલે **અવૈદિક કેમ નહિં ?** તેનો વિચાર વાચકવૃન્દને સોપવામા આવે છે, અને "**कामलेन यथा पीत प्रतीति रखिले भवेत्**" એ ન્યાયે જેને કમળો થયો હોય તે સર્વત્ર પીળુ દેખે છે, તદનુસાર સ્વામિજીને પણ જુબાની આપતી વખતે સર્વ સંપ્રદાયો વૈદિક જણાયા હતા તેજ સંપ્રદાયો અવૈદિક જણાયા, અને પાછો સ્વામિનારાયણ સંપ્રદાયની ગાદીના

મહારાજનું પધરામણીનું આજ્ઞાપત્ર બહાર પડતા તે ધમ વૈદિક પણ કબુલ કર્યો આ ઉપરથી સાક્ષરવર્ગ તેમના વૈદિક અવૈદિકનો ખુલાસો સ્પષ્ટ રીતે સમજી શકશે.

## શુદ્ધાદ્વૈત ( પુષ્ટિમાર્ગ ) સંપ્રદાય સાથે શાસ્ત્રાર્થ

ત્યારબાદ શ્રીમાન્ માધવતીર્થ સ્વામિજીનો શાસ્ત્રાર્થ શ્રીશુદ્ધાદ્વૈત સંપ્રદાયાનુયાયીઓ સાથે શરૂ થયો નંદુરબારના શ્રીમાળી બ્રાહ્મણોએ ગોસ્વામિ શ્રી ૬ શ્રીમદ્ દેવકીનંદનાચાર્ય મહારાજ પાસેથી વૈષ્ણવી (બ્રહ્મ સબંધની) દીક્ષા લીધિ, એટલે દ્વેષાગ્નિથી પ્રજ્વલિત થયેલા બ્રાહ્મણોએ સ્વામિજીને ફરિયાદ કરી તે ઉપરથી સ્વામિજીએ મહારાજશ્રીને પત્રદ્વારા જણાવ્યુ કે-બ્રહ્મસબંધ મંત્રોપદેશ સમયે યજ્ઞોપવીત કાઢવામા આવે છે કે કેમ ? તેના પ્રત્યુત્તરમા શ્રીમદ્ દેવકીનંદનાચાર્યજી મહારાજે સ્પષ્ટ રીતે લખી જણાવ્યુ કે-" **यज्ञोपवीत किसी संप्रदायमें निकाला नहिं जाताहे** " આવા સુસ્પષ્ટ પ્રત્યુત્તરને મારી મચરડી શ્લેષાર્થ સ્વામિજીએ કાઢયો, અને તા ૩૧-૭-૧૯૦૯ના " સાંજ વર્તમાન " પત્રમા જનોઇ કાઢવામાં આવે છે એવો ઉંધો અર્થ કરી નિર્ણય છપાવી બ્રહ્મ સબંધ લેનારા બ્રાહ્મણોને જાતિ બહારની શિક્ષા ફરમાવી આ તા ૩૧-૭-૧૯૦૯ના સાંજ વર્તમાન પત્રનો જવાબ તુરતજ નડીયાદના શાહ ત્રિભોવનદાસ પીતાંબરદાસે છપાવી પ્રસિદ્ધ કર્યો હતો. તથાપિ સ્વામિજીએ " આમ્નાયતત્વ તરંગિણી " નામની ચોપડી છપાવી પ્રસિદ્ધ કરી જેના ખંડનમા-આમ્નાયતત્વભાસ્કર-દુર્મતધ્વાન્ત ભાસ્કર-સત્સિદ્ધાન્ત સહસ્રાંશુ-આમ્નાયતત્વ તરંગિણી પરામર્ષ-વૈદિક માર્ગ નિરીક્ષા-વૈદિક સિદ્ધાતસાગર-પુષ્ટિ સંપ્રદાય વૈદિકહે વિગેરે એક ચોપડીના ખંડનમાં ૭ પુસ્તકો બહાર પડી ચુકયા હતા, જેમાના

ફક્ત એકજ " પુષ્ટિ સંપ્રદાય વૈદિક છે " એ પુસ્તકના ખંડનાભાસ રૂપે પોતાની જાતિ અનુસાર શબ્દોથી ભરપૂર એક " પુષ્ટિમાર્ગ કલ્પિત છે " નામની ચોપડી સ્વામિજીએ પોતાના અનુયાયી મી ત્રિવેદી તરફથી બહાર પાડી કે જેની કિંમત વડોદરાની નામદાર હાઇકોર્ટે તા ૨૯-૧૧-૧૯૧૧ના જજમેન્ટમા આંકેલી છે અને તે ચોપડીનું ખંડન પણ નડીઆદના ત્રિભોવનદાસ પિતાંબરદાસ શાહે " શાસ્ત્રીય વિચાર " નામના પુસ્તકમાં તથા શાસ્ત્રીજી છગનલાલભાઇએ " વૈદિકાવૈદિકત્વ વિચાર " નામના પુસ્તકથી કરેલું છે ઉપરોક્ત પુસ્તકોનું ખંડન શારદામઠના શ્રીશંકરાચાર્ય માધવતીર્થ સ્વામિજી બ્રહ્મીભૂત થતા સુધીમા લખી-લખાવી શક્યા નથી આ ગ્રંથો વાંચીને નિષ્પક્ષપાત રીતે સુજ્ઞજનો વિચાર કરશે તો સત્ય શું છે તે સ્પષ્ટ રીતે જણાઇ આવશે

એટલેથી પણ સ્વામિજીએ સંતોષ નહિ માનતા સંવત ૧૯૬૭ની સાલમા એક " રૂદ્રાક્ષમાલા વિજયપતાકા " નામનું પુસ્તક શ્રીમાન્ શાસ્ત્રીજી બાલકૃષ્ણદ્વારા પ્રકાશ કર્યું, આ પુસ્તક મારા નજર આવતા તેનું સવિસ્તર અક્ષરશ ખંડન લખવું મે પ્રારંભ કર્યું અને તેની જાહેર ખબર પણ પ્રકટ થઇ ત્યારબાદ કેટલાએક સન્મિત્રોની સૂચનાથી એમ નિશ્ચય થયો કે આ ગ્રંથ જો પ્રકટ કરવામા આવશે તો બ્રહ્મ બન્ધુઓમા પરસ્પર વૈમનસ્ય વૃદ્ધિ પામી બ્રાહ્મણોની જ્ઞાતિઓમા શૈવાના દુરાગ્રહથી કલહોત્પત્તિ થશે એમ ધારી તે ગ્રંથ લખવાનો વિચાર બંધ ગણીને માત્ર તુલસીકાષ્ઠમાલાનું પ્રતિપાદન કરનાર " શ્રીતુલસીકાષ્ઠમાલા વિજયપતાકા " નામનો ગ્રંથ રચવામા આવ્યો, તથાપિ દુરાગ્રહી શૈવોના ગર્વોપશમનાર્થે અત્રે " રૂદ્રાક્ષમાલા વિજય પતાકા " ની સમીક્ષા પ્રસંગોપાત્ત લખવામા આવે છે તે અનુચિત

નહિ ગણાય, તેમજ તે સમીક્ષામા " યક્ષાનુરૂપોબલિ ' એ ન્યાયે કાઇ લખવામા આવ્યુ હોય તો તેને માટે વિદ્વજ્જનો ક્ષન્તવ્ય ગણી લેશે

## રૂદ્રાક્ષમાલા વિજયપતાકા સમીક્ષા

### ગીતિ

**श्रीमद्बल्लकुमारं, श्रीज्येष्ठाराम शास्त्रिणा सम्यक् ॥**
**नत्वा " रुद्राक्षमाला, विजयपताका " समीक्ष्यतेऽद्यैव ॥ १ ॥**

"**રૂદ્રાક્ષમાલા વિજયપતાકા**" ના **મુખ પૃષ્ઠમાં** તેના લેખક શ્રીમદ્ દ્વારકાધીશને એક વચન અને જગદ્ગુરૂને બહુ વચન વાપરી ગ્રથારભ કરેલો છે. આ ઉપરથી લેખકનો શ્રીવિષ્ણુ ભગવાન્ પ્રત્યેનો દ્વેષ સ્પષ્ટ જણાઇ આવે છે જેવી રીતે વિષ્ણુ દ્વેષથી ગ્રથા-રભ કરેલો છે, તેવીજ રીતે તે ગ્રંથ **પણ વિષ્ણુ અને વિષ્ણુના ભક્ત વૈષ્ણવોના દ્વેષથી કલુષિત અ ત કરણથી લખાયેલો છે** એમ સિદ્ધ થાય છે.

**દ્વિતીયપૃષ્ઠમા** લખે છે કે-" **आह्वयान्ति वादार्थम्** " "**શાસ્ત્રાર્થ કરવા બોલાવે છે**" આ ઉપરથી સિદ્ધ થાય છે કે-**શુદ્ધાદ્વૈત સંપ્રદાયના આચાર્યો અને વિદ્વાનોયે તેમને શાસ્ત્રાર્થ કરવા માટે બોલાવેલા છે**. પરતુ શારદામઠાધીશ્વરનુ સામર્થ્ય તુલસીકાષ્ઠમાલા વેદ વિરૂદ્ધ ઠરાવી શકવાનુ નહિ હોવાથી તેમની હયાતિ સુધી તેઓશ્રી શાસ્ત્રાર્થ કરી શકયાજ નથી તે ઉપરથી સિદ્ધ થાય છે કે-શ્રીતુલસીકાષ્ઠમાલા સર્વથા વૈદિકજ છે

**તેજ પૃષ્ઠના ૪ થા પેરેગ્રાફમાં** લખે છે કે-" **तुलसी काष्ठमालिकाया निरसनं प्रागुपेक्षितमप्यत्र परेषां गर्वाप**

**शमनाय तस्याः प्रमाणयुक्ति बाह्यत्वं प्रदर्श्यते** " (તુલસી કાષ્ઠમાલાનુ ખડન પહેલા ઉપેક્ષા કરેલુ પરતુ અહિયા શત્રૂઓના ગર્વોપશમનાર્થે તેનુ પ્રમાણ અને યુક્તિ બાહ્યપણુ દેખાડાય છે ) એ પ્રકારે **તુલસીકાષ્ઠમાલાના ખંડનની ભીષ્મ પ્રતિજ્ઞા કરીને** સ્વામિજી આગળ **લખે** છે કે-" **न तावत्काष्ठमाला श्रुतिस्मृत्यादिषु कर्तव्यत्वेनाभिहितं तद्धारण प्रमाण वाक्यानुपलंभात् ॥ प्रत्युत " काष्ठमालाधरंदृष्ट्वा सचैलं स्नान माचरेत् " इति प्रतिषेधोपलंभात् ॥** ' (**શ્રુતિસ્મૃત્યાદિમાં કાષ્ઠમાલા ધારણ** કર્તવ્યપણાએ કરીને **કહેલું નથી,** કેમકે તે ધારણ કરવાના પ્રમાણ વાકય મળી શકતા નથી. કિતુ ઉલટુ " લાકડાની માલા ધારણ કરનારને જોઇને વસ્ત્ર સહિત સ્નાન કરવુ જોઇએ " એ પ્રમાણે નિષેધ મળી આવે છે

પ્રાય. વૈષ્ણવો તુલસીકાષ્ઠનીમાલા ( કંઠી ) જ ધારણ કરે છે કદાચિત્ કોઇ અન્ય વનસ્પતિની કંઠી ધારણ કરતા હોય તોપણ " **वैष्णवा वै वनस्पतयः** " **સર્વ વનસ્પતિયો વૈષ્ણવો છે** એ રીતે શ્રુતિ ( વેદ ) મા કહેલુ છે તત્યનુસાર વિચાર કરીએ તો વૈષ્ણવત્વરૂપ ધર્મ સર્વ વનસ્પતિઓમા રહેલો છે તેથી તે વનસ્પતિયોની બનાવેલી કંઠીઓમા વૈષ્ણવપણુ સિદ્ધજ છે તેમા વ્રજમા રહેલી સર્વ વનસ્પતિયોને માટે તો " **वृक्षे वृक्षे वेणुधारी** " વૃક્ષ વૃક્ષમા વેણુધારી ભગવાન્ શ્રીકૃષ્ણ રહેલા છે ઇત્યાદિક વાકયથી ભગવદ્ વૃક્ષની કંઠી ધારણ કરવામા પામરલોક શિવાય કયા સજ્જન પંડિતને શંકા ઉત્પન્ન થાય ? તેમા પણ " **वृन्दाभक्तिः** " વૃન્દા ભક્તિ છે. એવી રીતે શ્રુતિમા વૃન્દાને ભક્તિરૂપ બતાવેલી છે, તેથી વૃન્દારૂપ

તુલસીને પવિત્ર કરવા પણામા તો શિષ્ટ પુરુષોને કદાચિત્ શકા થવાનો સભવજ નથી

હવે સર્વ સજ્જન પુરૂષો વિચાર કરશે કે સ્વામિજીએ "**તુલસીકાષ્ઠમાલા**" નુ **ખંડન** કરવાની ભીષ્મ **પ્રતિજ્ઞા કરીને કાષ્ઠમાલા ધારણ કરવાનો નિષેધ બતાવે છે** તે ઉપરથી નિશ્ચય થાય છે કે **તુલસીકાષ્ઠમાલા ધારણ કરવાનો નિષેધ તેમને કોઇપણ શ્રુતિ, સ્મૃતિ, અગર પુરાણ તંત્રાદિકમાં પણ મળી આવ્યો નથી** અને મળી શકે પણ નહિંજ કેમકે વેદ, સ્મૃતિ, પુરાણ, તત્રાદિકમા ઉલટુ તેને ધારણ કરવાનુ સવિસ્તર વિધાન મળી આવે છે તે આ ગ્રથ વાચવાથી ખાત્રી થશે **આ ઉપરથી સિદ્ધ થાય છે કે તુલસીકાષ્ઠમાલા ધારણ સર્વથા વૈદિકજ છે**

તેઓએ "**काष्ठमालाधरं दृष्ट्वा**" વિગેરે લખ્યુ છે તે વાકય પણ કયા ગ્રથનુ છે તે સ્વામિજીએ લખેલુ નહિ હોવાથી માનનીય થઇ શકતુ નથી કદાચિત્ **તે વાકયને માન્ય કરીએ તો રૂદ્રાક્ષમાલા વિજયપતાકાના લેખક અને તેમના અનુયાયીઓ** પણ શ્રીરૂદ્રના અશ્રુઓથી ઉત્પન્ન થયેલા વૃક્ષના **કાષ્ઠનીજ માલા ધારણ કરે છે.** તેથી તેઓ કાષ્ટમાલા ધારી કેમ ના કહેવાય? અને કહેવાય **તો તેમને જોઇને વસ્ત્ર સહિત સ્નાન તેમના** લખેલા **પ્રમાણ પ્રમાણે કેમ ન કરવુ પડે?** તે વિદ્વજ્જનોએ વિચારણીય છે. અને તેવાજ હેતુથી "**शैवान्पाशुपतान्स्पृष्ट्वा सवासा जलमाविशेत्**" મિતાક્ષરામા કહેલુ હોવુ જોઇએ.

વળી **પૃ૪ તૃતીયમાં** અગસ્ત્યસહિતા, સ્કન્દપુરાણ, અને માર્કંડેયપુરાણના વાકયોથી તુલસીપત્રમાળાનુ વિધાન લખીને **સ્વામિજી**

લખે છે કેઃ— "**तुलसीकाष्ठादि निर्मित ग्रैवेयक धारणं न भवत्येव प्रमाण गोचरम्**" (તુલસીકાષ્ઠાદિથી નિર્માણ કરેલી કંઠી ધારણ કરવાનુ **પ્રમાણ જોવામાં આવતુંજ નથી**) આ લેખ પણ લેખકે કેવળ વૈષ્ણવ દ્વેષથી અગર વેદપુરાણાદિકના જ્ઞાનના અભાવથી લખ્યો હોય તેમ જણાઇ આવે છે, કારણ કે અગસ્ત્યસંહિતા, સ્કન્દપુરાણ, ગરૂડપુરાણ, અને માર્કંડેયપુરાણ, મા **સુસ્પષ્ટ રીતે તુલસીકાષ્ઠની કંઠી ધારણ કરવાનું વિધાન સવિસ્તર રીતે નિરૂપણ કરેલું છે.** જુઓ ક્રમશ આ ગ્રંથના પૃષ્ઠ ૩૫-૨૨-૨૩ -૩૯-૨૭ તે ઉપરથી ખાત્રી થશે કે સ્વામિજીને ઉપરોક્ત ગ્રંથોનુ જ્ઞાન હતુંજ નહિ

વળી **પૃષ્ઠ ચતુર્થમાં** બ્રહ્માંડપુરાણ તથા શાડિલ્ય સંહિતાના પ્રમાણો આપી **સ્વામિજી તુલસીકાષ્ઠમાલા અપવિત્ર સમયમાં ધારણ કરવાનો નિષેધ દર્શાવે છે પરંતુ સ્કંદપુરાણાદિમા કહ્યું છે કે-"यज्ञोपवीतवद्धार्या तुलसीमणिमालिका"** તુલસીકાષ્ઠની **કંઠી જનોઇની** માફક ધારણ કરવી **જોઇએ.** અર્થાત જેમ જનોઇનો ત્યાગ કોઇપણ સમયમા જેમ બ્રાહ્મણાદિકો કરી શકતા નથી તેમ તુલસીકાષ્ઠની **કંઠીને પણ ત્યાગ કદાપિ થઇ શકેજ નહિં. અપવિત્ર સમયમાં પણ તેનો ત્યાગ નહિં** કરવાનુ તથા સ્નાન ભોજનાદિ સમયે પણ **ધારણ કરવાનું વિધાન** સ્પષ્ટ રીતે આ ગ્રંથના પૃષ્ઠ ૧૪ થી ૧૮ તથા ૩૭ થી ૩૯મા **નિરૂપણ કરેલુ છે,** તેથી ખાત્રી થશે કે તુલસીકાષ્ઠમાલાનો નિષેધ કદાપિ થઇ શકતોજ નથી વળી સ્વામિજી પ્રથમ તો લખે છે કે તુલસીકાષ્ઠથી નિર્માણ કરેલી કંઠી ધારણ કરવાનુ પ્રમાણ જોવામા આવતું **નથી,**

અને પૃષ્ઠ ચતુર્થમા લખ્યુ છે કે અપવિત્ર સમય તુલસીકાષ્ઠમાલા ધારણ કરવાથી પતિત થાય છે પણ સ્વામિજીને વૈષ્ણવ દ્વેષાગ્નિથી દગ્ધ થએલા અંતઃકરણને લીધે એ પણ સ્મરણમા નથી રહ્યુ કે-**પ્રાપ્તૌ સત્યાં નિષેધઃ** પ્રાપ્તિ હોય તોજ નિષેધ થાય છે, જો તુલસીકાષ્ઠમાલાનુ વિધાનજ નથી તો અપવિત્ર સમયમા ધારણ કરવાનો નિષેધ ક્યાથી? અતએવ સિદ્ધ થાય છે કે તુલસીકાષ્ઠમાલાનુ વિધાન વેદાદિ શાસ્ત્રોમા સુસ્પષ્ટ છે, અને તેથીજ તેની વિજયપતાકા ભારત વર્ષમા ફરકી રહેલી છે

વળી આશ્ચર્ય એ છે કે સ્વામિજીએ જે બ્રહ્માડાદિના વાક્યો લખ્યા છે તેમા તુલસીપત્રમાલાનોજ નિષેધ કરેલો છે, ફક્ત પ્રથમના **બે શ્લોકોથી તુલસીકાષ્ઠમાલાનો નિષેધ બતાવવા યત્ન કરેલો છે, પરંતુ તે બંને શ્લોકો સ્વામિજીએ "નારાયણસાર સંગ્રહ" માંથી લીધેલા છે, અને સ્વામિજીએ "દુંદુયુદ્ધ"** નામની સ્વકલ્પિત ચોપડીના પૃષ્ઠ ૪૨-૪૩મા **નારાયણસાર સંગ્રહનાં પ્રમાણોને અપ્રામાણ્ય અને બનાવટી લખેલાં** છે તો તે બનાવટી પ્રમાણોથી નિષેધ થઇ શકેજ નહિ કદાચિત્ **સ્વામિજી તેને સત્ય માનતા હોય તો નારાયણસાર સંગ્રહના પૃષ્ઠ ૨૩માં લખેલો નિષેધ પણ તેમણે અંગીકાર કરવોજ જોઇએ.**

વળી પૃષ્ઠ **૫ માં** કાલિકાપુરાણના પ્રમાણો આપી **જપોપયોગિમાળાઓની ગણનામાં કાષ્ઠમાલાની ગણના નથી તેથી તેનું અયોગ્યપણું દર્શાવ્યું છે,** પરંતુ આ પણ સ્વામિજીની બાલપ્રતારણાજ છે, કેમકે કાષ્ઠમાલાની ગણના ન હોવાથી તુલસીકાષ્ઠમાલાની ગણના નથી એમ કહિને મુગ્ધવ્યામોહ કરવો એ પણ એક આ યુગનીજ બલિહારી છે ! **જપોપયોગિમાલાઓમાં તુલસીકાષ્ઠમાલાજ**

**મુખ્ય છે. જુઓ** આ ગ્રંથના પૃષ્ઠ **૪૨-૪૩-૪૪માં** જેથી ખાત્રી થશે

પૃષ્ઠ **૬ થી ૮ સુધીમાં** સ્વામિજીએ **તુલસીકાષ્ઠમાલા ધારણ કરવાનું** શ્રુતિ સ્મૃતિ ઇતિહાસાદિમાં **વિધાન નથી એમ બતાવવા ધૃષ્ટતા કરી છે. પણ ચારે વેદોમાં** તથા સ્મૃતિ, પુરાણ, તંત્ર, ઇતિહાસાદિમાં સવિસ્તર **તુલસીકાષ્ઠમાલા ધારણ કરવાનું વિધાન છે એમ આ ગ્રંથ સંપૂર્ણ અવલોકન કરવાથી** વાચક વૃન્દને **ખાત્રી થશે**

પૃષ્ઠ **૯ માં** સ્વામિજી રૂદ્રાક્ષની ઉત્પત્તિ વિષે લખે છે કે-શ્રી શિવજીએ દેવના હજાર વર્ષે નેત્ર ઉઘાડ્યું તેથી અશ્રુબિન્દુ પડ્યું તેમાંથી રૂદ્રાક્ષના વૃક્ષો થયા, આ આંસુરૂપ રૂદ્રાક્ષની પવિત્રતા સંબંધી શાસ્ત્રીજી છગનલાલ અમરજીકૃત "આમ્નાયતત્વ ભાસ્કર" ના પૃષ્ઠ ૨૧ માં સવિસ્તર વર્ણન કરેલું છે જે વાંચી સુજ્ઞજનોએ વિચાર કરી લેવો પૃષ્ઠ **૧૦ થી ૧૩ સુધી** અનેક પ્રકારે રૂદ્રાક્ષનું મહાત્મ્ય બતાવી પૃષ્ઠ **૧૪ માં** ચાર પ્રકારનું રૂદ્રાક્ષનું સ્વરૂપ બતાવે છે તેમાં શ્વેત **રૂદ્રાક્ષ બ્રાહ્મણ,** રક્ત ક્ષત્રિય, પીત વૈશ્ય, અને કૃષ્ણ એટલે **કાળી રૂદ્રાક્ષને** શૂદ્ર લખી છે હવે "રૂદ્રાક્ષજાબાલોપનિષદ્‌માં લખ્યું છે કે- બ્રાહ્મણે શ્વેત, ક્ષત્રિયે રક્ત, વૈશ્યે પીત, અને "**कृष्णान् शूद्रस्तु धारयेत्**" **શૂદ્રે કાળા રૂદ્રાક્ષ ધારણ કરવા જોઇએ.** હવે ઉપરોક્ત સ્વામિજીના વૈદિક વાક્ય પ્રમાણે સુજ્ઞજનો વિચાર કરી લેશે કે **સ્વામિજી તથા તેમના અનુયાયીઓ કેવા રૂદ્રાક્ષ ધારણ કરે છે, અને તેમના પોતાના વચનાનુસાર તેમને કેવા ગણવા?** તે અત્રે લખવાની આવશ્યકતા રહેતી નથી

વળી પૃષ્ઠ **૧૫ થી ૧૯ સુધી** સ્વામિજીએ સવિસ્તર મહાત્મ્ય

રૂદ્રાક્ષનું બતાવ્યુ છે તે સંબંધી વિચાર કરીયુ તો પૃષ્ઠ ૧૬ મા લખ્યું છે કે " **शिव लोके महीयते** " પૃષ્ઠ ૧૭ મા **रुद्राक्ष धारणा द्यान्ति रुद्रताम्** " પૃષ્ઠ ૧૮ મા લખ્યુ છે કે " **रुद्र लोके महीयते** " પૃષ્ઠ ૧૯ મા " **रुद्राक्ष धारणादेव सरुद्रोन्त्र असंशय** " " **सदेवत्वं शिवंब्रजेत्** " ઇત્યાદિ વાક્યોથી સુસ્પષ્ટ પ્રતીતિ થઇ શકે છે કે **રૂદ્રાક્ષ ધારણ કરવાથી શિવલોકની પ્રાપ્તિ એજ મુખ્ય ફળ છે માટે રૂદ્રાક્ષ ધારણ સકામ શિવ ભક્તોએ** કે જેમને શિવલોકની પ્રાપ્તિની અભિલાષા છે તેમણેજ **ધારણ કરવી જોઇએ.** પરંતુ નિષ્કામ વિષ્ણુ ભક્તોને અર્થાત્ **વૈષ્ણવ બ્રાહ્મણાદિકોને તેની આવશ્યકતા નથી** પૃષ્ઠ **૨૦ માં** સ્વામિજીએ સાંપ્રદાયીક આચાર્યોને ઉદ્દેશી તેઓશ્રીની યથેષ્ટ ભાષા વાપરી નિન્દા કરેલી છે તથા ટાઇટલપેજ ઉપર પણ " **दाराद्यर्पणवादि** " શબ્દો વાપરેલા છે તથા આખા ગ્રંથમા તેમણે વૈષ્ણવોને તથા તેમના આચાર્યોને ઉદ્દેશી જ્યા જ્યા તેમની અભીષ્ટ ભાષા વાપરી છે તેના સંબંધમા વિચાર કરીએ તો અમો એટલુજ કહીશુ કે—

**ददतु ददतु गाली गालिमन्तो भवन्तो ।**
**वयमपितदऽभावाद् गालीदानेऽसमर्थाः ॥**

" **આપશ્રી** ગાલી ( બીભત્સ શબ્દો ) ને સીલીકમા રાખનાવાળા છો, માટે આપશ્રી ભલે **ગાલી પ્રદાન કરો !** પરંતુ અમારી પાસે તે ( ગાલી પ્રદાન ) શીલિક નથી તેથી **અમો ગાલી પ્રદાન કરવા અશક્ત છીયે** માટે ૨૦ મા પૃષ્ઠની સમીક્ષામા " **पद्मपुराण** " ઉત્તરખંડનાં ૨૬૩મા અધ્યાયના ૬૦ મા શ્લોકનો વિચાર કરવા ભલામણ કરીયે છીયે.

**પૃષ્ઠ ૨૨ માં** નારાયણ ભસ્માદિક ધારણ કરે છે એમ બતાવવાની ચેષ્ટા કરેલી છે પરંતુ **ऊर्ध्वपुण्ड्रं शिवस्यैवं विष्णोः कुर्युश्च वै बुधा ॥** એ **આચાર મયૂખના** પ્રમાણાનુસાર શિવજીને તથા વિષ્ણુને ઉર્ધ્વપુંડ્ તિલકજ વિહિત છે તથાપિ તેઓ ભસ્માદિક ધારણ કરે છે એમ લખેલુ સત્ય માનીએ તોપણ તેથી ગર્વિષ્ઠ બનવાનુ શૈવોને કાંઇ કારણ નથી કેમકે "**पद्मपुराण**" ના ઉત્તરખંડમા શ્રીવિષ્ણુએ રૂદ્રને આજ્ઞા કરેલી છે કે તમો મોહક શાસ્ત્રો બનાવો? અને હુ પણ તમોને પ્રેરીશ જેથી આ સૃષ્ટિ ઉત્તરોત્તર તેમ કરશે એ આજ્ઞાનુસાર કદાચિત્ તેઓ ધારણ કરતા હોય તો તેથી ભગવદાજ્ઞાનુ રહસ્ય સમજનાર વ્યામોહ પામી શકતા નથી

વળી પૃષ્ઠ ૨૩ મા સ્વામિજી લખે છે કે "**नाशुचिर्धारयेत्**" (અપવિત્રતા સમય રૂદ્રાક્ષમાલા ધારણ નહિ કરવી જોઇએ) એ વાક્યાર્થનો આશ્રય કરીને અપવિત્રતા વ્યતિરિક્ત સમયમા ધારણ કરવુ હમેશા નહિ ધારણ કરવુ એમ બોલે છે તે તુચ્છ છે કારણ કે "**धारयेत् सर्वदा नर**" એના સંકેચમા પ્રમાણ નહિ હોવાથી હવે આ ઉપરથી સુજ્ઞજનો વિચાર કરશે કે જેવી રીતે અપવિત્ર સમયમા ધારણ નહિ કરવાનુ તેમજ સર્વદા એટલે હરેક સમયમા ધારણ કરવાનુ રૂદ્રાક્ષમાલા માટે પ્રમાણ છે તેવીજ રીતે સ્વામિજીનો પણ તુલસીકાષ્ઠમાલા માટે ૮ મા પૃષ્ઠમા લખેલો બ્રહ્માંડના નામથી આક્ષેપ પણ તુચ્છજ છે કેમકે '**અડધો ક્ષણ પણ તુલસીકાષ્ઠમાલાથી રહિત હોયતો તે વિષ્ણુદ્રોહી બને છે.**" **વિગેરે શ્રીશંકર વાક્યો સુસ્પષ્ટ છે.** જુઓ આ ગ્રંથના પૃષ્ઠ ૩૮-૩૯ તે શ્રીશંકર વાક્યને પણ માનવામા શૈવોએ સંકોચ નહિજ

રાખવો જોઇએ

હવે પૃ. **૨૪-૨૫ માં** ગ્રંથ સમાપ્તિમા રૂદ્રાક્ષનું મહાત્મ્ય લખ્યુ છે, તેનો ' ચાર કરીએ તો સુસ્પષ્ટ છે કે ૨૪ પૃષ્ઠમાં "**तन्नार्थे शिव पूजकैः**" એમ અંતિમ વાકયથી **શિવપૂજકો-એજ ભસ્મ રૂદ્રાક્ષ ધારણ કરવુ એવો નિર્ણય સ્વામિજીએજ લખ્યો છે** અને ૨૫ પૃષ્ઠના અંતમા "**ते रूद्रलोकं गच्छान्ति रूद्रेण सह मोदते**" **રૂદ્રાક્ષ ધારણ કરનારા રૂદ્રલોકમાં જાય છે**, રૂદ્રની સાથે હર્ષ પામે છે ) **એમ સ્વામીજીએજ પોતાના લેખથી છેવટનું બીલ પસાર કર્યું છે.** તેથી સિદ્ધ થાય છે કે રૂદ્રાક્ષ ધારણ કરવાનુ ફળ રૂદ્ર લોકની પ્રાપ્તિ છે અને **તેથીજ શિવલોકની અભિલાષા વાળા શિવપૂજક શૈવોએ તે ધારણ કરવુ જોઇએ** નિષ્કામ ભકતોને તેની આવશ્યકતા નથી માટે **પ્રત્યેક મનુષ્યે પોતાના ઇષ્ટનું ચિન્હ ધારણ કરી તેની અનન્ય સેવા કરવી એજ સનાતન વૈદિક સિદ્ધાંત છે** "

## સમીક્ષાનો હેતુ.

રૂદ્રાક્ષમાલા વિજયપતાકામા વસ્તુત સ્વામિજીએ એક પણ પ્રમાણ તુલસીકાષ્ઠમાલાના ખંડન માટે આપી શકયા નથી માત્ર ૪ થા પૃષ્ઠમા અપવિત્ર સમયે ધારણ કરવાનો નિષેધ બતાવવા યત્ન કર્યો છે પણ તે તુચ્છ છે, કેમકે અડધો ક્ષણ પણ ત્યાગ કરવાથી વિષ્ણુદ્રોહી થવાય છે જુઓ આ ગ્રન્થનુ પૃષ્ઠ ૩૭-૩૮-૩૯,

**આ ગ્રંથ લખવાનો મુખ્ય હેતુ વૈષ્ણવોના ભ્રમનિવારણાર્થે અને દુરાગ્રહી શૈવોના ગર્વોપશમનાર્થે છે.** કેમકે જ્યારે વૈષ્ણવો ઉપર કાષ્ઠ કંઠીનો આરોપ મૂકવામા આવે છે, તો શૈવસંપ્રદાયે

પણ શુદ્ધ રૂદ્રાક્ષને બદલે ભદ્રાક્ષ અને ચણીબોરના ઠળીયાનો ઉપયોગ નજ લેવો જોઇએ કિંતુ શૈવ બ્રાહ્મણોએતો શ્રુતિ પ્રતિપાદિત શ્વેત એટલે ધોળી રૂદ્રાક્ષજ ધારણ કરવી જોઇએ નહિ કે વેદમા શૂદ્રોને ધારણ કરવા આજ્ઞા કરેલી **કાળી રૂદ્રાક્ષ ? કેમકે તે શૂદ્રોને માટે વિહિત છે.**

## આ ગ્રન્થ છપાવવાનો હેતુ.

રૂદ્રાક્ષમાળાવિજયપતાકાથી સ્વામિજી સંતોષ નહિ માનતા તા ૨૭-૭-૧૯૧૦ના રોજ સિદ્ધપુર મુકામે એક જાહેરખબર બજારમા ચોઢાવી અને તેમા તુલસીકાષ્ઠમાલા ધારણ કરવી એ વૈદિક છે તે બાબતમા વેદનુ પ્રમાણ બતાવી સાબીત કરનારને રૂ ૧૦૦) ઇનામ આપવાનો આડંબર કર્યો હતો, આ જાહેર ખબર પ્રકટ થતા તુરતજ તા ૨૮-૭-૧૦ના રોજ ઉપરોક્ત જાહેર ખબરની સાથેજ બીજી જાહેર ખબર બજારમા વૈષ્ણવો તરફથી ચોઢવામા આવી હતી અને તેમા વેદપ્રમાણ કયા કયા ગ્રન્થો માનો છો ? વિગેરે નિર્ણય પૂછવામા આવેલો હતો, પરંતુ સ્વામિજીએ બ્રહ્મીભૂત થતા સુધીમા તેનો ખુલાસો બીલકુલ આપ્યોજ નથી તથાપિ સ્વામિજીના દુરાગ્રહી અનુયાયીઓ ઉપરોક્ત જાહેર ખબરનો હવાલો આપી તુલસીકાષ્ઠમાલા ધારણ વેદમા નથી એમ બતાવવાની ધૃષ્ટતા કરતા હોવાથી તેઓના ગર્વોપશમનાર્થ, તેમજ **તુલસીકાષ્ઠમાલા ધારણ વેદવહિત છે,** તે વિષે વેદ, સ્મૃતિ, પુરાણ, તન્ત્રેતિહાસાદિમા સવિસ્તર વિધાન નિરૂપણ કરેલુ છે, તથા વૈષ્ણવ બ્રાહ્મણાદિકોને સંધ્યોપાસનાદિક કર્મ કરવા માટે તિલકમાલાની આવશ્યકતા છે તે **બતાવવી આપવું એજ આ ગ્રન્થ છપાવવાનો મુખ્ય હેતુ છે**

## આ ગ્રન્થ છપાવવામાં થયેલો વિલંબ

આ ગ્રન્થ લગભગ સવત ૧૯૬૮ ની સાલમા લખાયો હતો, પરતુ "**श्रेयांसि बहु विघ्नानि**" અથવા "**શુભ કાર્યમાં સો વિઘ્ન**" એ ન્યાયે સ૦ ૧૯૬૯ ની સાલમા આ ગ્રન્થના લેખકને શ્રીબદ્રિનારાયણની મહાયાત્રાએ જવાનુ થયુ હતુ, અને ત્યાથી આવી સ૦ ૧૯૬૯ ના આશ્વિન કૃષ્ણ ૧૩ એ લેખકના માતુશ્રીને ગોલોકવાસ થયો, અને પૂજ્ય માતૃવિયોગના અસહ્ય કષ્ટ સાથે એક વર્ષ સુધી બદ્રિનારાયણનુ પાણી લાગવાથી મહાન્ બિમારીમા સબડાવું પડ્યુ, બાદ સ૦ ૧૯૭૧ ના માર્ગશીર્ષ શુકલ પચમીએ અચાનક જ્યેષ્ઠભ્રાતા શાસ્ત્રીજી ભવાનિશકર હરિજીવન જોશીનુ ગોલોક ગમન થવાથી ભ્રાતૃવિયોગનુ માતૃવિયોગના કષ્ટ સાથે અસહ્ય સકષ્ટ આવી પડ્યુ ઘરમા અન્ય કોઇ વડીલ નહિ હોવાથી તેમજ ઘરનો કાર્યભાર પોતાને શીર આવી પડવાથી **પાટણ, પુષ્ટિસાંપ્રદાયીક સંસ્કૃત પાઠશાળાના અધ્યાપક** અને **પુષ્ટિમાર્ગીય જ્ઞાનવર્ધક વૈષ્ણવ સભાના ઉપદેશક** તરીકેની નોકરીનો પરિત્યાગ કરી સ્વકીયવતન **ઉમરેઠ**મા આવી રહેવુ પડ્યુ અને ત્યારબાદ સવત ૧૯૭૪ના માર્ગશીર્ષ શુકલ ૧૧ એ લેખકનો ગૃહ ભગ થયો, વિગેરે કારણોને લીધે તેમજ કોઇ ઉદારચિત્ત વૈષ્ણવ સદ્ગૃહસ્થ તરફથી ઉત્તેજન નહિ મળવાથી આ ગ્રન્થ છપાવવામા વિલબ થયો છે, તેને માટે વાંચકવૃન્દ આ ગ્રન્થના લેખકને પડેલી આપત્તિઓનો વિચાર કરી દરગુજર કરશે એવી આશા છે **इश्वरेच्छा बलीयसी.**

## શ્રીશંકરાચાર્યજી સાથે આ ગ્રંથના લેખકનો શાસ્ત્રાર્થ

શ્રીમાન્ માધવતીર્થ સ્વામિજીએ તિલકમાલા અવૈદિક છે અને

તેનો બ્રાહ્મણોએ દૂરથી પરિત્યાગ કરવો એવો જે આક્ષેપ કર્યો હતો, તેના પ્રત્યુત્તરમા મારા તરફથી "**દુર્મતધ્વાન્ત ભાસ્કર**" નામનો ગ્રથ છપાવી પ્રકટ કરી સ્વામિજીને મોકલાવ્યો હતો, તે મોકલાવ્યા બાદ અઢી વર્ષે **મહારાજશ્રીની** સ્વારી **પાટણ** મુકામે પધારી હતી, ત્યારે તે સબધી તેઓશ્રીએ મને નોટિસ આપી કે તુરતજ મે તેનો પ્રત્યુત્તર આપી તે સબધી **શાસ્ત્રાર્થ કરવા ખુશીથી તૈયારી બતાવી,** અને સામાસામી નોટિસો અપાઇ છેવટે મે મારી મદદમા **પૂના કોલેજના પ્રોફેસર શાસ્ત્રીજી મગનલાલ ગણપતિરામ** તથા **શાસ્ત્રીજી વસંતરામ હરિકૃષ્ણ** ("વૈષ્ણવ ધર્મપતાકા" ના તત્રી) ને બોલાવ્યા અને તા૦ ૧-૧૦-૧૧ ના રોજ **સભા ભરી ચેલેંજ આપી,** સરકારી બદોબસ્ત પણ મે૦ ફોજદાર સાહેબે કર્યો હતો, તથાપિ **સ્વામિજી સભામાં નહિં પધારતાં પધરામણીઓમાં પધાર્યા,** અને પોતાના ખાનગી માણસોને સત્તાધિકારીને ત્યા મોકલાવી સભા બધ કરાવી તથાપિ મે તા૦ ૪ અક્ટોબર ૧૯૧૧ ના "સાજવર્તમાન" મા હાલમા **મોરબી**સ્ટેટના અને તે સમયે **પાલણપુર સ્ટેટના દિવાન સાહેબ પટવારીજી રણછોડદાસભાઇએ રૂ. ૫૦૦ ની ભેટ ધરવા** (શાસ્ત્રાર્થમા જીતે તો) લખેલા લેખ ઉપર તેઓશ્રીનુ ધ્યાન ખેચ્યુ પરતુ તેઓશ્રી બ્રહ્મીભૂત થતા સુધીમા શાસ્ત્રાર્થ કરી શકયાજ નથી તે વિષે સવિસ્તર હકીકત મારી તરફથી પ્રકટ થયેલ "**विजय पत्रिकोन्मूलन कुठारः**" વાચવાથી ખાત્રી થશે

## લેખકનો સિદ્ધાન્ત

**श्रद्धां भागवते शास्त्रे निन्दामन्यत्र चापि हि ॥** ભગવત

શાસ્ત્રમા શ્રદ્ધા રાખવી, અને અન્યની નિન્દા નહિં કરવી એજ અમારૂ મન્તવ્ય છે, અને તેથીજ આગ્રન્થમા અમોએ માત્ર ઉચિત અને સપ્રમાણ "**यक्षानुरूपोबलिः**" એ ન્યાયને પણ સપૂર્ણ રીતે અનુસર્યા શિવાય સમીક્ષાજ કરી છે કેમકે નાગોજીભટ્ટ સહિતામા કહ્યુ છે કે– **शिवागमे दीक्षितैस्तु धार्यं तिर्यक् त्रिपुण्ड्रकं ॥ विष्णवागमे दीक्षितैस्तु ऊर्ध्वपुंड्रं विधारयेत् ॥** શિવસપ્રદાયની દીક્ષાવાળા **શૈવબ્રાહ્મણાદિકોએ આડુ ત્રિપુન્ડ્ર તિલક અને રૂદ્રાક્ષમાલા ધારણ કરવી.** અને વૈષ્ણવ સપ્રદાયની દીક્ષાવાળા **વૈષ્ણવ બ્રાહ્મણાદિકોએ ઉર્ધ્વપુંડ્ર તિલક અને તુલસીકાષ્ઠમાલા ધારણ કરવીજ જોઇએ** એ પ્રકારે પ્રાચીન શાસ્ત્રકારોનો સ્પષ્ટ અભિપ્રાય છે તથાપિ પોતપોતાના સપ્રદાયના દુરાગ્રહને લીધે એકબીજાના સાપ્રદાયીક ચિન્હ કે જે વિજય વાવટા રૂપે ગણાય છે તેને અવૈદિક બતાવી પરસ્પર વૈમનસ્ય ઉત્પન્ન કરવુ એ સજ્જન મનુષ્યોનુ કર્તવ્ય નથી કિતુ પોતપોતાના સપ્રદાયને અનુસરીને કર્તવ્ય પરાયણ થઇ ઐકમતા કરી કુસપના કડવાબીજને તિલાજલિ-પ્રદાન કરી સનાતન વૈદિકધર્મની વિજયપતાકા ફરકાવી સ્વધર્મની વૃદ્ધિ કરવી એજ શિષ્ટપુરૂષોનુ કર્તવ્ય છે અને **એજ લેખકના સિદ્ધાન્ત છે**

## વૈષ્ણવ વૃન્દને નિવેદન

આપણે જ્યારે જ્યારે પ્રાચીન ભકતોનુ અવલોકન કરીયે છીયે ત્યારે તેમના ઉપર પડેલી વિપત્તિઓને વાચતા ખરેખર આશ્ચર્ય ઉત્પન્ન થયા શિવાય રહેતુ નથી. ભગવદ્ ભક્ત ધ્રુવ અને પ્રહ્લાદ

ઉપર પડેલી વિપત્તિયો કયા સહૃદય મનુષ્યના ચિત્તને મતમ કરતી નથી ? ભક્ત **નૃસિંહ** અને **મીરાં** તથા **પાંડવો** અને **દ્રૌપદિ** ઉપર પડેલી અસહ્ય આપત્તિઓ કયા પ્રાણીના નેત્રમાથી અશ્રુબિન્દુઓ પડાવતી નથી ? **શ્રીગોકુલનાથજી મહારાજના સમયમાં ચિદ્રૂપનું તોફાન** અને **શ્રીગોવિંદ મહાપ્રભુના સમયમાં લક્ષ્મણગિરિનું તોફાન** કયા સહૃદય મનુષ્યના ચિત્તને અધીરૂ બનાવતુ નથી ? તેવીજ રીતે કલિયુગના " કલહપ્રિય " કહેવાતા શ્રીમાન્ **શ્રીશંકરાચાર્ય માધવતીર્થજીનો ઉપદ્રવ** પણ **વૈષ્ણવ બ્રાહ્મણાદિકોને દુઃખ દેવામાં બાકી રહ્યો નથી** આ પ્રમાણે ભગવદ્ ભક્તોના વિરોધીઓ સદૈવ તેઓની સાથેજ ઉત્પન્ન થતા આવે છે પ્રથમતો અન્તશત્રુઓ ભગવદ્ ભક્તોને બાધા આપે છે, પરંતુ જ્યારે તેઓનુ ભક્તિરૂપ શસ્ત્રદ્વારાવિચ્છેદ થાય છે ત્યારે બાહ્યશત્રુઓ ઉપદ્રવો ઉઠાવે છે **જો ભક્ત વિવેક, ધૈર્ય, અને આશ્રયનુ સારી રીતે અવલંબન કરી સ્વકર્તવ્ય પરાયણ રહેતો ભગવાન્ તેની દૃઢ અને અનન્યનિષ્ઠાને જોઇને તેને સ્વાનંદનું દાન કરી નિરાનંદત્વને નષ્ટ કરે છે માટે વૈષ્ણવોએ** આવા ઉપદ્રવોથી **નિરૂત્સાહ ન થતાં ઉપદ્રવ કરનારાઓનો આભારમાની** સ્વધર્મ નિષ્ઠ રહેવુ જોઇએ કેમકે આવા ગ્રન્થોનો લાભ, એ તેમના ઉપદ્રવનેજ આભારી છે **આ ગ્રન્થ આદ્યન્ત અવલોકન કરી કર્તવ્ય પરાયણ થઇ લાભ લેવા વૈષ્ણવ બંધુઓને મારી નમ્ર ભલામણ છે.**

# ઉત્તેજક તથા સહાયકોનો ઉપકાર

કડી શહેરમાં કોઠારીનું કુટુમ્બ સુપ્રસિદ્ધ છે, આ પ્રખ્યાત કુટુંબમાં જન્મેલા સ્વધર્મ પરાયણ શ્રીમાન્ શેઠજી બાપુલાલ ઇશ્વરદાસ કોઠારી કે જેઓની મુંબાઇમાં સુતરની દુકાન છે. આ શેઠજીને ત્યાં સંવત ૧૯૭૯ના જ્યેષ્ઠમાસમાં શાસ્ત્રીજી મણિશંકર હરિનારાયણભાઇના આગ્રહથી શ્રીમદ્ ભાગવત અષ્ટોત્તર શતપારાયણ સમારંભ સમયે મારે જવાનું થયું હતું. શેઠજી તરફથી સ્ટેશનરોડ ઉપર એક બંગલો બંધાવી આસપાસ બગીચો બનાવવામાં આવ્યો છે. આ રમણીય સ્થળમાંજ પારાયણ સમારંભ પણ થયો હતો, શેઠજીનું કુટુંબ પ્રેમાળ, ઉદાર અને ભગવદ્ધર્મ પરાયણ છે. તેમજ શેઠજીની ઉદારવૃત્તિ, પરોપકાર પરાયણતા, તથા સ્વધર્મનિષ્ઠા પ્રશંસનીય છે. શેઠજીની પાસે પ્રસંગ વશાત્ વાતચિત્ત થતાં " શ્રીતુલસીકાષ્ઠમાલા વિજયપતાકા " નો ગ્રંથ પ્રદર્શીત કરતાં તે ગ્રંથ છપાવવા માટે આર્થીક મદદ આપવા શેઠજીએ પોતાની ઉત્કૃષ્ટ ઇચ્છા પ્રદર્શીત કરી અને તેમના ઉત્તેજનથીજ આ ગ્રંથ

પ્રકટ કરવામાં આવ્યો છે જેથી તેમનો ઉપકાર અત્રે માની આગ્રન્થનો લાભ લેવા સર્વને ભલામણ કરી શેઠજીને શુદ્ધ અન્તઃકરણથી શુભાશીષ અર્પણ કરૂ છું.

૨ આગ્રંથના પ્રારંભમા "તુલસીમાલોપનિષદ્' આપવામા આવ્યુ છે તે મારા સન્મિત્ર ગોલોકવાસી પુરાણી બલદેવદાસ ગોવર્ધનદાસ કપડવણંજ નિવાસી તરફથી પ્રાચીન હસ્ત લિખિત પ્રત ઉપરથી મને મળ્યુ છે તેથી તે સદ્ગતનો અત્રે ઉપકાર માનુ છુ

इस ग्रन्थारम्भमें " तुलसी उपनिषत् " दिया है, सो श्रीमान् वे शा सं. गोकुलस्थ भट्ट त्रिगृह गोवर्धनशर्मा की सूचनासूं प्राप्त भयाहै अत एव उन महाशयका उपकार प्रदर्शित करताहूं

इस ग्रन्थमें " श्रीतुलसीउपनिषद् " दियाहै और चारों वेदोंका प्रमाण दिया गयाहै सो उपनिषद् वंशीधरीय टीका सूं उधृत करके और वेदोंको श्रुतियो श्रीरामपटलसूं उधृत करके औरभी १०८ उपनिषदादि सहायक ग्रन्थ भेजनेवाले पो० देऊरीया जि० गाजीपुर के श्रीगोपाल कार्यालयका मैनेजर बाबू रामचारेश्राय सज्जन महाशयका उपकार भी अविस्मरणीयहै अतएव उन महाशयका उपकार शुद्ध अन्तःकरणसें मानता हूं.

આ ગ્રન્થ લખવામા સહાય્યકર્ત્તા મારા પરમમિત્ર પેટલાદ સરકારી સંસ્કૃત પાઠશાલાના મુખ્ય અધ્યાપક વે૦ શા૦ સ૦

**શાસ્ત્રીજી મણિશંકર ભાઇશંકર પાઠકનો** તથા આ ગ્રંથમા શ્રીગિરિધરજી મહારાજનો શાસ્ત્રાર્થ આપવામા આવેલો છે તે પ્રાચીન હસ્તલિખિત પ્રત ઉપરથી મારા સન્મિત્ર સખેડા બાલકૃષ્ણ સસ્કૃત પાઠશાલાના માજી અધ્યાપક **ઉમરેઠ નિવાસી શાસ્ત્રીજી વાસુદેવ જયેષ્ઠારામ** તરફથી મળ્યો છે તે બદલ તેમનો **એમ બંને મહાશયોનો ઉપકાર માનું છું.**

આ ગ્રન્થમા મૂકેલા મહારાજશ્રીઓના બ્લૉક માટે ફોટાઓ તથા કેટલાક ગ્રન્થોની મદદ આપ્યા બદલ **દેસાઈ લલ્લુભાઇ છગનલાલનો** તેમજ આ ગ્રન્થનુ નિયમીત, સફાઇદાર અને સુંદર કામ કરી આપ્યા બદલ તથા કિંમતી સલાહ આપી તાકીદે કામ આપ્યા બદલ શ્રી સરસ્વતી પ્રિન્ટીંગ પ્રેસના પ્રોપ્રાઇટર **શ્રીમાન્ ત્રિવેદી રતીલાલ બાલકૃષ્ણનો** તથા નવો બ્લૉક કરી આપી ઉપકૃત કરનાર **શ્રીયુત સુતરીયા અંબાલાલ મનસુખનો અત્રે ઉપકાર પ્રદર્શીત કરી આ ગ્રન્થ આદ્યન્ત અવલોકન કરવા વાંચકવૃન્દને ભલામણ કરી** હંસની માફક "નીરક્ષીરન્યાય" થી એટલે હંસ જેમ પાણીમા મળેલા દૂધમાથી દૂધ ગ્રહણ કરી લે છે તેમ સાર ગ્રહણ કરવા વિનંતિ કરી આ ઉપોદ્ઘાતનો ઉપસંહાર કરી **વિરમુ છુ इति शुभमस्तु सर्वेषाम् ॥**

**सत्पक्षपातिनो हंसा नूनं नालीक वल्लभाः ॥**
**गुणं गृण्हंतु मा दोषं नीर क्षीर विवेकिनः ॥१॥**

શ્રીકૃષ્ણભવન, **ઉમરેઠ**
શ્રીવલ્લભાબ્દા ૪૪૬
કા૦ શુ૦ ૮ ગોપાષ્ટમી

**લે૦ सर्वसज्जन हितैषी—**

---

**તુલસી વૃક્ષથી તુલસીદલ ગ્રહણ કરવાનો મંત્ર-**

**तुलस्यमृतजन्मासि सदा त्वं केशवप्रिया ॥**
**केशवार्थं चिनोमि त्वां वरदा भव शोभने ॥१॥**
**त्वदङ्गसंभवैः पत्रै पूजयामि यथा हरिम् ॥**
**तथा कुरु पवित्राङ्गि कलौ मलविनाशिनी ॥२॥**

---

આન્હિક સૂત્રાવલિ પૃ૦ ૨૧૪ મા નારદ વાક્ય છે કે-વિષ્ણુ ભગવાનને સમર્પણ કરેલુ (પ્રસાદી) તુલસીદલ ભોજન કર્યા પછી જે ગ્રહણ કરે છે તે તત્કાલ શુદ્ધ થાય છે, અને તેને સો ચાંદ્રાયણથી અધિક પુણ્ય પ્રાપ્ત થાય છે. શાસ્ત્રી જ્યેષ્ઠારામ શર્મા

"श्रीतुलसीकाष्ठमाला विजयपताका" ना लेखक



"श्रीशुद्धाद्वैत भूषण" ऊमरेठ ग्राम निवासी
शास्त्री ज्येष्ठाराम हरिजीवन जोशी

श्री कृष्णायनम॰ ॥

श्री गोपीजनवल्लभायनमः ॥

श्रीमदाचार्यचरणकमलेभ्योनम ॥

# श्री तुलसीकाष्ठमाला विजयपताका



## अथ मंगलाचरणम्

गीतिः -

नत्वा बालमुकुन्दं, श्री ज्येष्ठाराम शास्त्रिणा सम्यक् ॥
श्रीतुलसीकाष्ठमाला विजयपताका विरच्यते हि मुदा॥१॥

शुद्धाद्वैत सनातन वैदिक धर्म विजयस्तम्भ मौलौ ॥
श्रीतुलसीकाष्ठमाला विजयपताकाद्य भारते स्फुरतु ॥२॥

### शार्दूलविक्रीडितम्-

मायावादमहान्धकारतरणिः प्रोद्यत्प्रतापानल ।
प्रज्वालीकृतदुर्मतद्रुमवनो दुर्वाददाहोद्यतः ॥
कार्याकार्यविचारचारुचतुरप्रज्ञैकभक्तप्रियः ।
श्रौतस्मार्त निरूपको विजयते श्रीवाक्पतेर्वाक्कणः ॥३॥

શ્રી બાલમુકુન્દ ભગવાનને નમસ્કાર કરીને શ્રી જોગારામ શાસ્ત્રીએ સારી રીતે "શ્રીતુલસી કાષ્ઠમાલા વિજયપતાકા (નામનો ગ્રંથ) સહર્ષ વિસ્તારપૂર્વક રચાય છે ॥૧॥

શ્રીશુદ્ધાદ્વૈત સનાતન વૈદિક ધર્મરૂપી વિજય સ્તંભ ઉપર આજે ભારતવર્ષમાં શ્રી તુલસી કાષ્ઠમાલાના વિજયરૂપી ધ્વજ ફરકો અર્થાત જય પામો ॥૨॥

માયાવાદરૂપી મોટા અંધકારનો નાશ કરવામાં સૂર્યરૂપ, પ્રકટ થતા પ્રતાપરૂપ અગ્નિથી જેમણે દુર્મતરૂપ વૃક્ષોનું વન બાળી નાખ્યું છે, દુર્વાદનો દાહ કરવામાં જે ઉદ્યત છે આ કરવા યોગ્ય છે અને આ કરવા યોગ્ય નથી એવો વિચાર કરવામાં ચતુર જેઓની બુદ્ધિ છે એવા અનન્ય ભક્તોને જે પ્રિય છે અને શ્રુતિ પ્રતિપાદિત તથા સ્મૃતિ પ્રતિપાદિત ધર્મનું (નિબંધાદિક ગ્રંથોમાં) યથાર્થરૂપ બતાવીને નિરૂપણ કરનાર એવો વાણીના પતિરૂપ શ્રીમદ્વલ્લભાચાર્યજીની વાણીનો કણ (લેશ) સર્વ કરતાં વિશેષ જય કરી રહ્યો છે ॥ ૩॥

॥ श्री कृष्णाय नमः ॥

॥ श्री गोपीजनवल्लभाय नमः ॥

॥ श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ॥

# શ્રી તુલસીકાષ્ઠમાલા

# વિજયપતાકા

## अथ श्री तुलसीमालोपनिषद्

ॐ नमस्तुलस्यै। सनत्कुमारम्विधिनोपपन्नं-प्रच्छ तन्नारदोदेवर्षिः। प्रब्रूहि मे तुलसीकाष्ठमालां कथन्धार्य्या किम्फलं कश्चकालः कोविधिः कारीतिः ॥१॥ सनत्कुमारः प्रोवाच तस्मै मुनये नारदाय। स्वस्मैपुरा[illegible]कृतोविधात्रा यथोपदिष्टंतुलसीमाहात्म्यम् ॥२॥ देवीन्द्र[illegible]भानस्तुलसींमहात्मा विष्णुप्रियांसर्व-

पापापहन्त्रीम् ॥ समस्तपापानिविधूयसद्यः परा-
त्परम्पदमन्तेप्रयाति ॥३॥ श्रीम-तुलस्यास्तुलसी-
काष्ठदाम्नि प्राणान्प्रतिष्ठाप्यविधिम्विजानन् ॥
तान्धारयेत् सर्वपापापहन्त्यै श्रेयःप्राप्त्यै चापि ना-
री नरो वा ॥ ४ ॥ कण्ठादिषुश्रीतुलसीन्दधानाः
विष्णोःपदंतत्परमव्रजयन्ति ॥ विष्णुप्रियाम्विष्णु-
लक्ष्मीसमानां किं किं फलं नाप्नुवन्तीहलोके ॥५॥
योहवै तुलसीं कण्ठे धारयन् जपति ध्यायति
पूजयति विष्णुं स परस्य प्रियो भवति। सपुण्य-
भाग्भवति। सपापीयानप्यपापीयान्भवति। सभ्रू-
णहाप्यभ्रूणहाभवति । सवीरहाप्यवीरहाभवति ।
सस्तेनोप्यस्तेनोभवति। ससुरापोप्यसुरापोभवति।
स सर्वं महापातकोऽपिपातकैर्विमुक्तोभवति । न

ह वै तुलसीपत्रमालामशुचिर्वहेत्। न ह वै तुलसीपत्र मालान्धृत्वा मूत्रपुरीषंतूत्सृकेत्। न स्नायान्न भुञ्जीयात् ॥ अथहैतामुपनिषदन्नपरशिष्याय-ब्रूयात् न नास्तिकाय नानृजवे नासूयवे मशठाय नाऽशान्ताय नाऽदान्ताय नाऽसमाहिताय प्रब्रूयात् ज्येष्ठपुत्राय । परांतामुपनिषदम्प्रातरधीयानोरा-त्रिकृतम्पापंनाशयति । स विष्णुलोकंगच्छति । य एवं वेद । य एवं वेदेति ॥

इत्यथर्ववेदोक्त तुलसीमालोपनिषद् ॥

---

## अथ श्री तुलसीमालोपनिषद्

## भाषान्तर

ॐ श्री तुलसीजीने नमस्कार हो. विधिपूर्वक समीपमां बिराजमान थयेला सनत्कुमारने ते देवर्षि नारदजी पूछवा लाग्या के तुलसीकाष्ठमाळा केवी रीते धारण करवी ? ते धारण

કરવાનુ શુ ફ્લ છે? અને તે ધારણ કરવાનો કયો સમય છે? શો વિધિ છે? શી રીતિ છે? ॥૧॥ તે નારદ મુનિને સનત્કુમાર અત્યંત હર્ષસહિત પૂર્વે બ્રહ્માજીએ પોતાને શ્રી તુલસીજીનું મહાત્મ્ય જેવી રીતે વર્ણન કર્યું હતુ તેવી રીતે વર્ણન કરવા લાગ્યા ॥૨॥ જે મહાન્ પુરૂષ વિષ્ણુભગવાનને પ્રિય, સર્વ પાપોને નાશ કરવાવાળા દિવ્ય શ્રી તુલસીજીને અર્થાત્ તુલસીકાષ્ઠમાલાને ધારણ કરે છે તે તત્ક્ષણ સર્વ પાપોને પરિત્યાગ કરીને અન્તે શ્રેષ્ઠથી શ્રેષ્ઠ એવા સ્થાનને પ્રાપ્ત થાય છે. ॥૩॥ કલ્યાણ પ્રાપ્તિને માટે સ્ત્રી અથવા પુરૂષે પણ તુલસીકાષ્ઠમાલાને વિષે શ્રી તુલસીજીના પ્રાણોને સ્થાપન કરીને વિશેષે કરી ધારણ કરવાનો વિધિ જાણીને સર્વ પ્રકારના પાપોને દૂર કરવા માટે તે તુલસીકાષ્ઠમાલાને અવશ્ય ધારણ કરવીજ જોઇએ ॥૪॥ કંઠાદિક સ્થાનોમા શ્રી વિષ્ણુ-ભગવાનને પ્રિય અને વિષ્ણુ ભગવાનનાં પત્ની લક્ષ્મીજીને સમાન એવા શ્રી તુલસીજી અર્થાત્ તુલસીકાષ્ઠમાલાને જેઓ ધારણ કરે છે તેઓને આ લોકમાં શુ શુ ફ્ળ પ્રાપ્ત થતું નથી? અર્થાત્ સર્વ ફ્ળ પ્રાપ્ત થાય છેજ ॥૫॥ જે તુલસીકાષ્ઠમાલાને કંઠમા ધારણ કરીને જપ કરે છે, ધ્યાન કરે છે, પરબ્રહ્મ વિષ્ણુનુ પૂજન કરે છે તે નિશ્ચય પરબ્રહ્મ આનન્દકન્દ શ્રી કૃષ્ણચન્દ્રને પ્રિય થાય છે, તે પાપીષ્ઠ હોય તો પણ પાપથી નિર્મુક્ત થાય છે, તે ગર્ભહત્યા કરનાર હોય તો પણ

ગર્ભહત્યાના દોષથી નિર્મુક્ત થાય છે, તે વીર પુરૂષને મારનાર હોય તો પણ વીર પુરૂષની હત્યાના દોષથી નિર્મુક્ત થાય છે, તે ચોરી કરનાર હોય તો પણ ચોરીના દોષથી નિર્મુક્ત થાય છે, તે સુરાપાન કરનાર હોય તો પણ સુરાપાનના દોષથી મુક્ત થાય છે, તે સર્વ પ્રકારના મહાપાતકવાળો હોય તો પણ સર્વ પ્રકારના મહાપાતકોથી છુટી જાય છે

તુલસીપત્રમાલાને અપવિત્ર સમયમાં ધારણ નહિ કરવી જોઇએ, તુલસીપત્રમાલાને ધારણ કરીને મૂત્રપુરીષોત્સર્ગ (શૌચાદિક) નહિ કરવુ જોઇએ, સ્નાન નહિ કરવું, ભોજન નહિ કરવુ આ ઉપનિષદ્ વિદ્યા બીજાના શિષ્યને ઉપદેશ નહિ કરવી, નાસ્તિકને ઉપદેશ નહિ કરવી, મત્સરવાનને ન કહેવી, ઇર્ષ્યાવાનને ન કહેવી, શઠને ન કહેવી, શાન્તિ વિનાના ને ન કહેવી, જીતેન્દ્રિય ન હોય તેને ન કહેવી, સાવધાન ન હોય તેને આ વિદ્યાનો ઉપદેશ ન કરવો, આ વિદ્યાનો ઉપદેશ મોટા પુત્રને કરવો આ ઉપનિષદ્ વિદ્યાનો પ્રાતઃકાલમાં જે પાઠ કરે છે તે રાત્રિએ કરેલા પાપને નાશ કરે છે, સાયકાલે જે પાઠ કરે છે તે દીવસે કરેલા પાપનો વિનાશ કરે છે; એ પ્રકારે જે જાણે છે, એ પ્રકારે જે મહાત્મ્યને નિશ્ચય જાણે છે, તે પરબ્રહ્મ વિષ્ણુના લોકમા પ્રાપ્ત થાય છે. ॥

**॥ इत्यथर्ववेदोक्ततुलसीमालोपनिषद्समाप्ता ॥**

# ॥ अथ श्री तुलस्युपनिषत्प्रारभ्यते ॥

नमः श्रीकृष्णाय । नि श्रेयसारण्यविविधविचित्रानन्त पारिजातादिपुष्पामोदानन्दाहीश्वरहृदयानन्दरूपाहृद्या मनोरमा सुन्दर्येवाभूत् ।

શ્રી કૃષ્ણુપરમાત્માને નમસ્કાર હો. નિઃશ્રેયસ અરણ્યમા ઉત્પન્ન થયેલા અનેક પ્રકારના ચિત્રવિચિત્ર પારિજાતાદિ વૃક્ષોના અનેક પુષ્પોના સુગધથી આનદ પામતા શ્રીમત્પરબ્રહ્મ પરમાત્માના હૃદયના આનદરૂપ હૃદયગમ અને મનને આનદ આપનાર સુન્દરી (તુલસી નામે) હતા (બ્રહ્માડપુરાણાન્તર્ગત ચતુર્થ ઉપસહાર પાદના ૧૬ અધ્યાયમા સમુદ્રમથન પ્રસગે તુલસીજીની ઉત્પત્તિનુ વર્ણન કરેલુ છે, તેમ તે સમયે સ્થાન પણ પરમાત્માએ સ્વકીયહૃદયારવિંદમા આપેલુ છે )

तांसपत्नी ब्रह्ममहिषी अमृष्यमाणा शशाप । " त्वंजडाभवेति " ॥ सा वृक्षरूपाभगवत्करस्थिता विश्वपरिमला

બ્રહ્મમહિષીએ તે પોતાના સપત્ની છે એમ જાણી તેમના ઉપર ઈર્ષ્યાભાવથી શાપ આપ્યો કે "તમો વૃક્ષ થાઓ" આ

ગાપ થતાની સાથે તે વૃક્ષરૂપે દિવ્ય પરિમલથી યુક્ત થઇને ભગવાનના કરકમલમા સ્થિર થયા

तपस्यन्तीं ह्रियमाणां शिरसाधारयामीत्युद्यानेस्थापितवान्

તપ કરતાં ને શરમાતાં તુલસીજીને હુ પોતે મારા મસ્તક ઉપર ધારણ કરીશ એમ વિચારીને તેમને ઉત્તમપદ પ્રાપ્ત કરાવવાની ઇચ્છાથી પોતાના ઉદ્યાન ( બગીચા ) મા સ્થાપન કર્યાં

परब्रह्मपत्नीं स्वशक्तिभिः परिबृंहितां सपरिकरं दिव्याभरणभूषितां विचिक्रीडिषयोद्यानमागतां हि तच्चरणनूपुरध्वन्युद्भवाप्रमदोत्तमा तत्स्वरुपं हि ध्यात्वोपचारैर्दिव्यपरिमलकत्रा तुलसीमहाहारैः सपर्या प्राप्तां ता ननाम ॥

એકદા સ્વશક્તિથી પરિવૃત થયેલા ને પરિજનાદિથી તેમ દિવ્ય આભૂષણથી ભૂષિત થયેલા તેમ ક્રીડા કરવાની ઇચ્છાથ પૂર્વ કથિત ઉદ્યાનમા પ્રાપ્ત થયેલા તે પરબ્રહ્મપત્નીને તેમન જ ચરણધૃતનૂપુરકૃત શબ્દથી ઉદ્ભવ પામેલાં ઉત્તમોત્તમ પ્રમદાએ તેમના ( પરબ્રહ્મપત્નીના ) રૂપનુ ધ્યાન કરીને દિવ્ય સુગંધથી યુક્ત તુલસીગ્રથિત હારોથી તેમની પૂજા કરીને પ્રણામ કર્યાં.

साहोवाच । त्वच्छेमुषीसमुत्थितां ह्रि विग्मगुण ज्वालां

**गां श्रियं समातरं वैकुण्ठ माहेषीप्रिया निवेशयामीत्यन्तार्हिता॥**

તે બોલ્યાં–ત્વદીય પ્રજ્ઞાથી ઉત્પન્ન થયેલાં, દેવતાઇ ગુણ-ગણથી પ્રદીપ્ત થતા અંગવાળાને તેમની જનની સાથે જ વૈકુંઠપ્રિય મહિષીને પદે સ્થિત કરૂં છું એમ કહીને તે પોતે અન્તર્ધ્યાન થઇ ગયા

**एकदाध्यायन्ती स्ववाक्योद्भवा गायन्ती वीणाकणिता-ब्जहस्ता त्वदन्तिके भगवन्तं दृष्ट्वा प्रणम्य स्थितवतीति ॥**

એક દિવસ ધ્યાન કરતા ને પોતાની વાણીથી ભગવદ્-ગુણગાન કરતા ને વીણાથી શબ્દાયમાન હસ્તકમલવાળા તે તુલસી પોતાના સાનિધ્યમા સ્થિર રહેલા શ્રીમદ્ભગવાનને જોઇને પ્રેમપૂર્વક પ્રણામ કરી ઉભા રહ્યા

**सर्वज्ञः सपुत्रिकां प्रेक्ष्योवाच । त्वं का किमर्थमागतासीति लीलयापृच्छन्तं हि देव्युवाच । त्वच्छक्त्युद्भवाहं त्वत्कैंकर्य-मिच्छामीत्यनीनमत् ॥**

તે સર્વજ્ઞે તેમને પુત્રીસહ વર્તમાનને જોઇને પૂછ્યું કે તું કોણ ? ને શા માટે આ ઉદ્યાનમા આવેલી છે ? આ પ્રમાણે પ્રશ્ન કરતા ભગવાનને દેવી કહેવા લાગ્યા કે– હે પ્રભો ! તમારી શક્તિથી ઉત્પન્ન થયેલી હું કેવળ તમારા દાસત્વને ચાહું છું એમ કહી પ્રેમપુરઃસર પુનઃ પુનઃ નમન કરવા લાગ્યા.

तत्पुत्रिकां भक्तिं हरिवल्लभां कारयामास । इदमन्नं ह वै तुलस्यसंस्कृतं पुरुषाराधनानर्हं भवति। न तेन विष्णुः प्रीणाति तस्मात्तुलसीमिश्रितं समर्पणं कुर्यात् । तुलसी रहित निवेदितं यो भुंक्ते स किल्विषं सर्वं भुञ्जान पापीयान्भवति । स सर्वे लोके गर्हितो भवति कृष्णे अभक्तो भवति अभक्तो भवतीति ॥

ॐ शान्ति शान्ति शान्ति ॥

પરમ દયાળુ પરમાત્માએ તેમની પુત્રી ભકિતને શ્રીહરિની વલ્લભાના પદે સ્થાપ્યાં બાદ આ સમગ્ર અન્ન તુલસીનાથી વિરહિત હોય તો તે અશુદ્ધ થાય છે, ને પરમપુરૂષ પરમાત્માની સેવામા અન્ન અયોગ્ય થાય છે, તેમ તે અન્નથી પરમાત્મા પરબ્રહ્મ પણ પ્રસન્ન થતા નથી માટે તુલસી સહિત અન્ન નૈવેદ્ય ( ભોગ ) મા સારી રીતે અર્પણ કરવુ, વગર તુલસીએ નિવેદન ( નૈવેદ્ય ) કરી જેઓ ભોજન કરે છે તેઓ પોતે પાપ માત્રને આરોગે છે ને તેઓ પોતે મહાપાપી થાય છે, તે સર્વ લોકમા નિન્દાય છે, તેમ પરબ્રહ્મ પરમાનન્દ આનન્દકન્દ શ્રીકૃષ્ણચન્દ્રનો અભકત થાય છે, અભકત થાય છે અભકત થવાથી તેમની કૃપાનો પણ અપાત્ર થાય છે આ વાત પદ્મપુરાણના પહેલા સૃષ્ટિ ખડના ૬૧ મા અધ્યાયમા વિસ્તારથી પ્રતિપાદન કરેલી છે ॥ ૐ તત્સત્ ॥

## अथ श्रीरामपटलान्तर्गत श्रुतयः-

ॐ यो वै लोकपावनीं तुलसीकाष्ठजांमालिकां कण्ठे धारयति स जीवन्मुक्तो भवति ॥ इति ऋग्वेदे

અર્થ-જે જીવ જગતને પવિત્ર કરનારી તુલસીકાષ્ઠની માલાને કંઠમા ધારણ કરે છે તે નિશ્ચય જીવન્મુકત થાય છે એ પ્રકારે ૠગ્વેદમા નિરૂપણ કરેલું છે

ॐ यो वै लोकपावनीं तुलसीकाष्ठजांमालिका कण्ठ निर्धारयति स जीवन्मुक्तोभवति स लोके पावनो भवति ॥ इति सामवेदे

અર્થ-જે મનુષ્યલોકમા પવિત્ર કરનારી તુલસીકાષ્ઠની માલા (કંઠી) ને કંઠમા નિશ્ચય ધારણ કરે છે તે જીવન્મુકત થાય છે, તે લોકમાં પવિત્ર કરનાર થાય છે

એમ સામવેદમા વર્ણન કરેલુ છે

शंखचक्रधरो विद्वान्मालां तुलसीजां धृत । स जीवन्मुक्त ॥ इति यजुर्वेदे

અર્થ-શંખ ચક્રાદિમુદ્રાને ધારણ કરનાર જ્ઞાની તુલસીકાષ્ઠથી બનેલી માલાને ધારણ કરે છે તે જીવન્મુકત થાય છે.

એ પ્રમાણે યજુર્વેદમા કહેલું છે.

(११)

अथ गौरीतन्त्रान्तर्गत-

# श्री तुलसीमहात्म्यम् ॥

श्री कृष्णाय नमः ॥ श्री गौर्युवाच-

देवदेव महादेव महाभागवतोत्तम ॥

तुलस्या वद माहात्म्यं श्रोतु मिच्छामि विस्तरात् ॥१॥

શ્રી પાર્વતીજી પૂછે છે–હે દેવદેવ! હે મહાન્ ભગવદ્ ભકતોમા ઉત્તમ! હે મહાદેવ! શ્રી તુલસીજીનુ મહાત્મ્ય (મને) વર્ણન કરો, હુ વિસ્તારથી શ્રવણ કરવા ઇચ્છા રાખુ છુ ॥૧॥

श्री सदाशिव उवाच-

शृणु देवि प्रवक्ष्यामि माहात्म्यं तुलसीभवम् ॥

यस्य श्रवणमात्रेण मुच्यते पापकोटिभिः ॥२॥

શ્રી સદાશિવ કહે છે–હે દેવિ? સાભળો, તુલસીજીનુ માહાત્મ્ય સારી રીતે વર્ણન કરૂ છુ કે જેના સાંભળવા માત્રથી કરોડો પાપથી નિર્મુકત થવાય છે ॥૨॥

तुलसी श्रीभागवतं नाम धाम तथैवच ॥

सात्वतश्च महेशानि विष्णो रंगं न संशयः ॥३॥

હે મહેશ્વરપત્ની? શ્રી તુલસીજી, શ્રીમદ્ભાગવત, ભગવન્નામ, અને ભગવદ્ધામ, અને તે પ્રકારે ભગવદ્ભકત

સત્પુરૂષો, એ સર્વે શ્રી વિષ્ણુભગવાનનુ અગજ છે એમા સદેહ નથી ॥૩॥

**ये तु श्रीतुलसीसेवां कुर्वन्ति गिरिसंभवे ॥**
**नानोपहारैस्ते यान्ति तद्विष्णो परमंपदम् ॥ ४ ॥**

હે હિમાલયપુત્રિ? જે મનુષ્યો નાના પ્રકારના ઉપહારોથી શ્રીતુલસીજીની સેવા કરે છે તેઓ તે વિષ્ણુભગવાનના પરમ પદને પ્રાપ્ત થાય છે ॥૪॥

**ये कुर्वन्ति महाभागे तुलसी नामकीर्तनम् ॥**
**तद्वनं ये च पश्यन्ति विष्णुनैव समा हि ते ॥ ५ ॥**

હે મહાભાગ્યશાળી? જેઓ શ્રીતુલસીજીના નામનુ કીર્તન કરે છે અને જેઓ તુલસીજીના વનને જુએ છે એટલે દર્શન કરે છે તેઓ નિશ્ચય વિષ્ણુભગવાનના સમાનજ છે ॥૫॥

**शुक्ल कृष्णेति भेदं तु यः करोति विमूढधीः ॥**
**स याति नरकं घोरं सत्यं सत्यं वरानने ॥ ६ ॥**

હે શ્રેષ્ઠમુખવાળી? શ્વેત (રામ) અને કૃષ્ણ તુલસીમા જે અત્યત મૂઢ બુદ્ધિવાળો ભેદબુદ્ધિ કરે છે તે ઘોર નરક પ્રત્યે જાય છે એ સત્યજ છે ॥૬॥

**कण्ठस्था तुलसीमालां धारये द्य शुचिः स हि ॥**
**तस्य दर्शनमात्रेण दूरतो याति पातकम् ॥७॥**

જે કંઠમા તુલસીની માલાને ધારણ કરે છે તે નિશ્ચય પવિત્રજ છે અને તેના દર્શનમાત્રથી પાતક દૂરથી નાશ પામે છે ॥૭॥

**यज्ञोपवीतवद्धार्या सदा तुलसिमालिका ॥**
**नाऽशौचं धारणे तस्या यत सा ब्रह्मरूपिणी ॥८॥**

યજ્ઞોપવીત (જનોઇ) ની માફક હમેશા તુલસીકાષ્ઠની માલા ધારણ કરવીજ જોઇએ અર્થાત્ જેમ જનોઇનો કોઇ કાળે પણ ત્યાગ થઇ શકતો નથી તેમજ આમરણાંત તુલસીકાષ્ઠ માલાનો પણ પરિત્યાગ નજ થવો જોઇએ તુલસીકાષ્ઠમાલા ધારણ કરવામા અપવિત્રતા પ્રાપ્ત થતી જ નથી કેમકે તે બ્રહ્મસ્વરૂપિણી છે ॥૮॥

તુલસીકાષ્ઠમાલા (કંઠી) ધારણ કરવાનો મંત્ર–

**तुलसीकाष्ठसम्भूते माले कृष्णजनप्रिये ॥**
**बध्नामि त्वामहं कण्ठे कुरु मां कृष्णवल्लभम् ॥९॥**
**इमं मंत्रं समुच्चार्य कण्ठे बध्नीत मालिकाम् ॥**
**ब्राह्मणः क्षत्रियो वैश्यः सम्प्रदाय विना शिवे ॥१०॥**

તુલસીકાષ્ઠથી બનેલી અને ભગવદ્ભક્તોને પ્રિય એવી હે માલા ! હું તને કંઠમાં ધારણ કરૂં છું મને શ્રીકૃષ્ણભગવાનને પ્રિય કર ॥૯॥ હે પાર્વતી ! આ મંત્રનો સારી રીતે ઉચ્ચાર કરીને વૈષ્ણવ સાંપ્રદાયીક દીક્ષા લીધી ન હોય તોપણ બ્રાહ્મણ,

ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રૈવર્ણીકે તો તુલસીકાષ્ઠથી બનેલી માલા ( કંઠી ) ધારણ કરવીજ જોઇએ ॥૧૦॥

**विभूया त्कंठमालां च सम्प्रदायी जघन्यज॰ ॥**

**यथाकथंचि -तुलसी धारणे मोक्षदं यत॰ ॥११॥**

**तस्मा त्प्रयत्नतो धार्या तुलसीदलमालिका ॥**

**तुलसीकाष्ठमालाभि सयुतो म्रियते हृदि ॥१२॥**

**अपि पापसमायुक्तो नेक्षते यमकिंकरैः ॥२३॥**

અને વૈષ્ણવસાંપ્રદાયીક દીક્ષાયુકત શૂદ્રે પણ તુલસીકાષ્ઠની માલા ( કંઠી ) ધારણ કરવી કેમકે ગમે તેવી રીતે પણ તુલસી ધારણ કરવામા મોક્ષ આપનાર છે માટે પ્રયત્ને કરી ભગવત્પ્રસાદી તુલસીમાલા ધારણ કરવી, તુલસીકાષ્ઠમાલાઓ હૃદયમા ધારણ કરી મરણ પામે છે તો તે મરણ પામનાર પાપયુકત હોય તોપણ યમરાજાના દૂતો તેઓના સામે જોઇ શકતા નથી ॥ ૧૧-૧૨-૧૩ ॥

**तुलसीधारिणं विप्रं य॰ श्राद्धे भोजये त्प्रिये ॥**

**पितर स्तस्य तुष्यन्ति मन्वन्तरशतावधि ॥१४॥**

હે પ્રિયે ? તુલસીકાષ્ઠમાલા ધારણ કરનાર બ્રાહ્મણને જે શ્રાદ્ધમા ભોજન કરાવે છે તેના પિતૃઓ સેકડો મન્વતર પર્યંત તૃપ્ત થાય છે ॥૧૪॥

**तुलसीमालिकां धृत्वा यो भुंक्ते गिरिनंदिनि ॥**

**सिक्थे सिक्थे स लभते वाजपेयफलाधिकम् ॥१५॥**

હે પર્વતપુત્રિ ? તુલસીકાષ્ઠમાલા ધારણ કરીને જે ભોજન કરે છે તે એક એક ગ્રામે વાજપેય યજ્ઞથી અધિક ફળને પ્રાપ્ત કરે છે ॥૧૫॥

**स्नानकाले तु यस्यांगे दृश्यते तुलसी शुभा ॥**
**गंगादिसर्वतीर्थेषु स्नातं तेन न संशयः ॥१६॥**

સ્નાન સમયમા જેના અગમા શુભ તુલસી જણાય છે તેણે તો ગગાદિક સર્વ તીર્થોમાં સ્નાન કર્યું એમા સદેહ નથી અર્થાત્ તુલસીકાષ્ઠમાલા ધારણ કરી સ્નાન કરનારને સર્વ તીર્થસ્થાનનુ ફલ પ્રાપ્ત થાય છે ॥૧૬॥

**तुलसीमालिकां धृत्वा यद्यद्दानं समाचरेत् ॥**
**तत्पुण्यं कोटिगुणितं भवेत्कृष्णप्रसादतः ॥१७॥**

તુલસીકાષ્ઠમાલા ધારણ કરીને જે જે દાન વિધિપૂર્વક આપવામાં આવે છે તે દાન શ્રી કૃષ્ણભગવાનની કૃપાથી કરોડ ઘણુ ફલ આપનાર થાય છે ॥૧૭॥

**अन्तकालेऽपि यस्यांगं तुलसीमालिका स्पृशेत् ॥**
**तस्यदेहोद्भवं पापं तत्क्षणादेव नश्यति ॥१८॥**

અત સમયે પણ જેના અગને તુલસીકાષ્ઠમાલાનો સ્પર્શ થાય છે તેના દેહથી ઉત્પન્ન થયેલુ પાપ તત્કાલજ નાશ પામે છે. ॥૧૮॥

स्त्रिय शूद्राद्य पापा अन्त्यजा पतिताद्य ॥
वध्नीयु स्तुलसीं कंठे दीक्षिताश्चे ह्नवंति हि ॥१९॥

બ્રાહ્મણ, ક્ષત્રીય અને વૈશ્યે સાંપ્રદાયીક દીક્ષા લીધી ન હોય તો પણ તુલસીકાષ્ઠમાલા ધારણ કરવીજ જોઇએ એમ પ્રથમ દશમા શ્લોકમા કહેલુ છે અને હવે કહે છે કે–સ્ત્રિયો, શૂદ્રાદિકો, પાપિષ્ઠો, અન્ત્યજો, પતિતાદિકો એઓએ પણ સાંપ્રદાયીક દીક્ષા લીધી હોય તો કંઠમા તુલસીકાષ્ઠમાલા અવશ્ય બાધવીજ જોઇએ ॥૧૯॥

शोभना तुलसीकाष्ठमालिका सूत्रगुंफिताम् ॥
निवेद्य हरये कंठे धारये द्वैष्णवो जन. ॥२०॥

વૈષ્ણવ સાંપ્રદાયીક દીક્ષા લેનાર મનુષ્યે અર્થાત્ વૈષ્ણવે સૂતરના દોરામા પરોવેલી સુંદર તુલસીકાષ્ઠમાલાને અર્થાત્ કંઠીને શ્રી હરિને નિવેદન કરીને કંઠમા ધારણ કરવીજ જોઇએ. ॥૨૦॥

दीक्षानन्तर मंशानि यो भुंक्ते तुलसीं विना ॥
तदन्नं सूकरमलं तज्जलं सुरया समम् ॥ २१ ॥

હે ઇશાનિ ? વૈષ્ણવ સાંપ્રદાયીક દીક્ષા લીધા પછી તુલસી વિના એટલે તુલસી સમર્પણ કરી શ્રીહરિને ભોગ ધર્યા વિના જે ભોજન કરે છે તે અન્ન ભૂંડની વિષ્ઠા સમાન અને તુલસી

સમર્પી શ્રીહરિને સમર્પ્યાં સિવાયનુ અસમર્પિત જલ મદિરા સમાન જાણુવુ.[1] ॥૨૧॥

प्राणात्ययेऽपि संपन्ने तुलसी मालिका विना ॥
नाश्नीया द्यो महेशानि तं विद्या द्वैष्णवोत्तमम् ॥२२॥

હે મહેશાનિ ? પ્રાણોનો વિનાશ થતો હોય તો પણ તુલસીકાષ્ઠમાલા ધારણ કર્યા વિના જે ભોજન કરતો નથી તેને ઉત્તમ વૈષ્ણવ જાણવો ॥૨૨॥

बहुना किमिहोक्तेन शृणु त्वं वरवर्णिनि ॥
विड्डुत्सर्गादिसमये न त्याज्या कंठमालिका ॥२३॥

હે સુંદરવર્ણવાળી ? અહિંયા વિશેષ શુ કહુ તુ સાંભળ ? મલત્યાગાદિક સમયમા પણ તુલસીકાષ્ઠમાલાનો પરિત્યાગ ન કરવો ॥૨૩॥

न देशकाल नियमो न स्थाननियम स्तथा ॥
विद्यते पर्वतसुते तुलसीमणिधारणे ॥२४॥

---

१ कूर्मपुराणे-अनर्पयित्वा गोविंदे यो भुंक्ते धर्मवर्जितः। शुनो विष्ठासमं चान्नं नीरं च सुरयासमं ॥१॥

કૂર્મપુરાણમાં કહ્યુ છે કે-ભગવાનને સમર્પ્યા સિવાય જે ધર્મરહિત ભોજન કરે છે તો તે અસમર્પિત અન્ન શ્વાનની વિષ્ટા સમાન છે અને જલ મદિરા સમાન છે

હે પાર્વતી ? તુલસીકાષ્ઠના મણિકાની માલા અર્થાત્ કંઠી ધારણ કરવામા દેશકાલનો તેમ સ્થાનનો પણ નિયમ જણાતો નથી ॥૨૪॥

**कंठे शिरसि बाह्वो श्च कर्णयो करयो स्तथा ॥**

**विभृयात् -तुलसीं यस्तु स ज्ञेयो विष्णुना सम' ॥२५॥**

જે કંઠમા, મસ્તકમા, બને બાહુમા, કાનોમા અને તે પ્રકારે બને હસ્તમા તુલસીને ધારણ કરે છે તે વિષ્ણુના સમાન જાણવો ॥૨૫॥

**न धारयन्ति ये देवि तुलसीकाष्ठमालिकाम् ॥**

**हेतुवादरता· पापा· पतंति नरकेऽशुचौ ॥२६॥**

હે દેવિ ? હેતુવાદને વિષે પ્રિતીવાળા જે પાપિષ્ઠો તુલસીકાષ્ઠમાલાને ધારણ કરતા નથી તેઓ અપવિત્ર નરકને વિષે પડે છે ॥૨૬॥

**तुलसीकाष्ठ संभूतां कंठस्था न वहेद्यदि ॥**

**सर्वदा पर्वतसुते स कथं वैष्णवो भवेत् ॥२७॥**

હે પાર્વતી ? જો કંઠમા તુલસીકાષ્ઠની કંઠીને હમેશાં ધારણ ન કરે તો તે વૈષ્ણવ શી રીતે થઇ શકે ? અર્થાત્ તુલસીકાષ્ઠની કંઠી ધારણ કર્યા સિવાય વૈષ્ણવ થઇ શકાતુજ નથી ॥૨૭॥

कर्मवादरता ये च ये च दु:संगसांगिन ॥
ते निन्दान्ति वरारोहे तुलसीं कृष्णवल्लभाम् ॥२८॥

હે સુદર ઉરૂવાળી ? જેઓ કર્મવાદને વિષે પ્રિતીવાળાઓ છે અને જેઓ દુ સગીઓનો સગ કરવાવાળા છે તેઓજ શ્રી કૃષ્ણુપ્રિયા શ્રીતુલસીજીને નિંદે છે ॥૨૮॥

कुलीनाश्च द्विजा धीरा वेदवेदांगसंयुताः॥
तुलसीनिंदना यांति नरकानातिदारुणान् ॥२९॥

દ્વિજો ઉત્તમ કુલવાન્ હોય, ધીર હોય, વેદ અને વેદાંગયુક્ત હોય અર્થાત્ વિદ્વાન્ હોય તથાપિ તેઓ તુલસીની નિંદા કરવાથી અત્યત દારૂણુ નરક પ્રત્યે જાય છે ॥૨૯॥

तुलस्यारोपणा त्सेका त्पातकानि महात्यपि ॥
सक्षयं यान्ति देवेशि तमः सूर्योदये यथा ॥३०॥

તુલસીજીને રોપવાથી, જલસિંચન કરવાથી, હે દેવેશિ ? મ્હોટા પણુ પાપો સૂર્યોદય થવાથી જેમ અધકાર નાશ પામે તેમ નાશ પામે છે ॥૩૦॥

ये कुर्वंति तुलस्याश्च विवाहं साधुभिः सह ॥
सत्यं सत्यं महेशानि तेषां पुण्यमनन्तकम् ॥३१॥

હે મહેશાનિ ? જેઓ સત્પુરૂષોદ્વારા શ્રીહરિની સાથે તુલસીજીનો વિવાહ કરે છે તેમને અનત પુણ્ય પ્રાપ્ત થાય

છે એ હુ સત્ય જ કહુ છુ ॥૩૧॥

तुलसीकाष्ठसभूतं चंदनं हरिवल्लभम् ॥
यो दद्या द्विष्णवे मर्त्यः स याति हरिमंदिरम् ॥३२॥

જે મનુષ્ય તુલસીકાષ્ઠથી બનેલુ શ્રીહરિને પ્રિય એવુ ચદન વિષ્ણુભગવાનને સમર્પણ કરે છે તે ભગવદ્ધામને પ્રાપ્ત થાય છે ॥૩૨॥

तुलसीकाननं दृष्ट्वा य स्तु प्राणा न्विमुंचति ॥
अपि पापसमायुक्त स वै याति हरेःपदम् ॥३३॥

જે તુલસીના વનને જોઇને પ્રાણોને પરિત્યાગ કરે છે તે પાપિષ્ઠ હોય તો પણ શ્રીહરિના ધામને નિશ્ચય પ્રાપ્ત થાય છે ॥૩૩॥

तुलसीपत्रसहितं जलं पिबति यो नर ॥
सर्वपापविनिर्मुक्तो मुक्तो भवति भामिनि ॥३४॥

હે ભામિની ? જે મનુષ્ય તુલસીપત્રયુક્ત જલપાન કરે છે તે સર્વ પાપથી નિર્મુક્ત થઇને મોક્ષને પ્રાપ્ત થાય છે ॥૩૪॥

इति ते कथितं गौरि माहात्म्यं तुलसीभवम् ॥
विस्तरा त्कथये त्को वा अपि वर्षशतायुतैः ॥३५॥

હે ગૌરી ? એ પ્રકારે શ્રીતુલસીજીનું માહાત્મ્ય તમને કહ્યું,

વિસ્તારથી સેંકડો અયુત[1] વર્ષે પણ કોણ કહી શકે તેમ છે અર્થાત્ તુલસીજીનુ માહાત્મ્ય વિસ્તારથી વર્ણન કરવા કોઇ સમર્થ નથી ॥૩૫॥

॥इति श्रीगौरीतंत्रे श्रीसदाशिवगौरीसंवादे तुलसी-माहात्म्यं संपूर्णम् ॥

अलसा, तुलसी, रम्या, सरसा, बहुमंजरी ॥ कृष्णप्रिया, सदा, वृन्दा, दैत्यघ्नी, देवदुंदुभिः ॥१॥ इति तुलसी दशनाम॥



[1] અયુત-૧૦૦૦૦ (દશહજાર)

# श्रुतिस्मृतिपुराणतन्त्रेतिहासाद्यन्तर्गतप्रमाणानि-

स्कांदे ॥ श्रीभगवानुवाच-

अत.परं प्रवक्ष्यामि तुलसीमालाफलं बहु ॥
अन्यासामपि माहात्म्यं शृणु ब्रह्म न्सुशोभनम् ॥१॥

અર્થ-શ્રી ભગવાન્ કહે છે હે બ્રહ્મન હવે પછી તુલસી-માલાનુ વિશેષ ફલ અને બીજી માલાઓનુ પણ સુંદર માહાત્મ્ય વર્ણન કરીશ તે શ્રવણ કરો ॥૧॥

तुलसीकाष्ठजा माला कंठस्थां वहते तु य ॥
अप्यशौचोऽप्यनाचारो मामेवैति न संशय ॥२॥

અર્થ-જે મનુષ્ય તુલસીકાષ્ઠની માલા કંઠમા ધારણ કરે છે તે મનુષ્ય અશુદ્ધ હોય અથવા આચાર રહીત હોય તો પણ (ભગવાન્ કહે છે કે) મને જ પ્રાપ્ત થાય છે એમા સંદેહ નથી ॥૨॥

धात्रीफलकृता माला तुलसीकाष्ठसंभवा ॥
दृश्यते यस्य देहे तु स वै भागवतोत्तम· ॥३॥

અર્થ-તુલસીકાષ્ઠની માલા જેના શરીરે જોવામાં આવે છે તેજ ખરેખર ભગવદ્ભકતોમા ઉત્તમ છે. ધાત્રી ફલની

માલા ધારણ કરવાનુ પણ આજ ફ્લ છે. ॥૩॥

**तुलसीदलजां मालां ममोत्तीर्णां वहेत्तु यः ॥**
**पत्रे पत्रेऽश्वमेधाना दशानां लभते फलम् ॥४॥**

અર્થ–જે મનુષ્ય મારા ઉપરથી ઉતરેલી એટલે ભગવત્પ્રસાદી તુલસીપત્રની માલા ધારણ કરે છે તે મનુષ્ય એક એક પત્રે દશ દશ અશ્વમેધ યજ્ઞોનુ ફળ મેળવે છે ॥૪॥

**तुलसीकाष्ठसंभूता यो मालां वहते नरः ॥**
**फलं यच्छाम्यहं तस्मै प्रत्यहं द्वारकोद्भवम् ॥५॥**

અર્થ–જે મનુષ્ય તુલસીકાષ્ઠમાલાને ધારણ કરે છે તે મનુષ્યને ( ભગવાન્ કહે છે ) હુ નિરંતર દ્વારકાયાત્રાનું ફ્લ આપુ છુ ॥૫॥

**तुलसीकाष्ठमालाभिर्भूषितः पुण्यमाचरेत् ॥**
**पितृणां देवतानां च पुण्यं कोटिगुणं कलौ ॥६॥**

અર્થ–તુલસીકાષ્ઠમાલાઓથી શોભીત થઇને એટલે તુલસીકાષ્ઠમાલાઓ ધારણ કરીને પુણ્ય એટલે દેવકાર્ય તથા પિતૃકાર્ય, અને દાનાદિક આચરણ કરવુ, તે પુણ્ય કલિયુગમા કરોડ ઘણુ થાય છે ॥૬॥

**धारयंति न ये मालां हैतुका पापबुद्धयः ॥**
**नरका न निवर्तन्ते दग्धाः कोपाग्निना मम ॥७॥**

અથ-જે પાપબુદ્ધિવાળાઓ હેતુવાદનો આશ્રય કરીને એટલે તુલસીમાલા પહેરવાથી શું ફલ મળે છે ? વિગેરે કુતર્કો કરીને તુલસીકાષ્ઠમાલાઓને ધારણ કરતા નથી તેઓ ( ભગવાન્ કહે છે કે ) મારા કોપરૂપી અગ્નિએ કરીને બળી ભસ્મ થઇ નરકથી નિવૃત્ત થતા નથી ॥૭॥

आगमसारे-

तुलसीकाष्ठसंभूतां मालां यो वहते नर· ॥
फलं यच्छति दैत्यारि प्रत्यहं मथुरोद्भवम् ॥८॥

અર્થ-જે મનુષ્ય તુલસીકાષ્ઠથી બનેલી માલાને ધારણ કરે છે તેને મધુદૈત્યના શત્રુ અર્થાત્ શ્રીકૃષ્ણભગવાન્ હમેશા મથુરાયાત્રાનુ ફલ અર્પણ કરે છે ॥૮॥

मालाधारकमात्रोऽपि वैष्णवो भक्तिवार्जित ॥
पूजनीयो प्रयत्नेन ब्रह्मणा किंनु मानुषै· ॥९॥

અર્થ-તુલસીકાષ્ઠમાલા ધારણ કરવાવાળો વૈષ્ણવ ભગવદ્ભક્તિરહિત હોય તો પણ બ્રહ્માએ પૂજવા યોગ્ય છે તો મનુષ્યોએ પૂજવા યોગ્ય હોય એમા શુ આશ્ચર્ય ? ॥૯॥

तुलसीकाष्ठमालां तु प्रेतराजस्य दूतकाः ॥
दृष्ट्वा नश्यन्ति दूरेण वातोद्धूतं यथा घन· ॥१०॥

અર્થ-યમરાજાના દૂતો તુલસીકાષ્ઠમાલાને એટલે તુલસી

કાંઠમાલા ધારણ કરનાર વૈષ્ણવોને જોઇને જેમ પવનથી મેઘનુ વાદળ વિખરાઇ જાય છે તેમ દૂરથી નાશી જાય છે ॥૧૦॥

**मालातिलकसंचिह्नसंयुक्तो यदि दृश्यते ॥**
**चांडालोऽपि महीपालैः पूज्यएव न संशय ॥११॥**

અર્થ–ચાંડાલ પણ તુલસીકાષ્ઠમાલાદિક ભગવત્ ચિહ્નયુક્ત જો જણાય તો રાજાઓએ પૂજ્ય છે એમા સંદેહ નથી ॥૧૧॥

**ब्रह्मोत्तरखण्डे दशमाध्याये-**

**ये कंठलग्नतुलसीनलिनाक्षमाला ।**
**ये बाहुमूलपरिशोभितशंखचक्रा ॥**
**ये वा ललाटफलके लसदूर्ध्वपुण्ड्रा ।**
**स्ते वैष्णवा भुवन माशु पवित्रयन्ति ॥१२॥**

અર્થ–જેઓ કંઠને વિષે તુલસીકાષ્ઠના મણિકાની માળાઓ ધારણ કરે છે, જેઓ ભુજા (હાથ) ના મૂલમા શંખ ચક્રાદિક મુદ્રાઓ ધારણ કરે છે જેઓના લલાટમા ઉર્ધ્વપુણ્ડ્રતિલક શોભી રહ્યા છે તે વૈષ્ણવો જગતને જલ્દી પવિત્ર કરે છે ॥૧૨॥

**भारद्वाजसंहितायाम्-**

**पूजाकाले हरिध्याने संध्यादिवन्दने तथा ॥**
**तुलसी धार्यते कंठे ते भक्ता हरिवल्लभाः ॥१३॥**

અર્થ-પૂજન સમયમા, ભગવદ્ધ્યાનસમયમા અને તે પ્રકારે સન્ધ્યાદિ વદન સમયમા જે ભકતો કંઠમા તુલસીકાષ્ઠ માલા ધારણ કરે છે તે ભગવાન્‌ને પ્રિય થાય છે ॥૧૩॥

**श्रवणे कीर्तने चैव मंत्रजाप्ये च वैष्णवै ॥**
**धार्यते तुलसी कंठे महाभागवतोत्तमैः ॥१४॥**

અર્થ-પરમ ભગવદ્‌ભકતોમા શ્રેષ્ઠ વૈષ્ણવોએ ભગવદ્-ગુણાનુવાદ શ્રવણ કરવાના અથવા કીર્તન કરવાના સમયમા તથા મત્ર જપ સમયે તુલસીકાષ્ઠમાલા ધારણ કરવીજ જોઇએ ॥૧૪॥

**सदा संधारये यस्तु तुलसीमणिमालिकाम् ॥**
**भूतप्रेतपिशाचा स्तु वर्तंते न समीपत ॥१५॥**

અર્થ-નિરતર જેઓ તુલસીકાષ્ઠના મણિકાની માલાને ધારણ કરે છે તેઓના સમીપમા ભૂતપ્રેત અને પિશાચો તો રહી શકતાજ નથી ॥૧૫॥

**न धारयंति ये माला तुलसीकाष्ठसंभवाम् ॥**
**विष्णुकोपाग्निना दग्धा स्ते यांति यममंदिरम् ॥१६॥**

અર્થ-જે મનુષ્યો તુલસીકાષ્ઠથી બનેલી માલાને ધારણ કરતા નથી તે મનુષ્યો વિષ્ણુભગવાનના કોપરૂપી અગ્નિથી બળી જઇને યમરાજાના મદીર પ્રત્યે પ્રાપ્ત થાય છે. ॥૧૬॥

मार्कंडेयपुराणे-

अष्टोत्तरशतेनैव तुलसीकाष्ठसंभवाम् ॥
कण्ठादिनाभिपर्यंत धार्ये द्वैष्णवोत्तम· ॥१७॥

અર્થ-ઉત્તમ વૈષ્ણવે એકસો ને આઠ મણિકાની તુલસી-કાષ્ઠની માલા કંઠથી નાભિ પર્યંત ધારણ કરવી ॥૧૭॥

पुलस्त्यसंहितायाम्-

यज्ञसूत्रं त्रिवर्णाना वैदिकं कर्मसिद्धये ॥
तुलसी सर्ववर्णाना स्त्रीणा मोक्षप्रदायिनी ॥१८॥

અર્થ-યજ્ઞોપવીત જેવી રીતે બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્યને વૈદિક કર્મસિદ્ધિને માટે આવશ્યક છે તેવીજ રીતે તુલસીમાલા બ્રાહ્મણાદિક ચારે વર્ણોને અને સ્ત્રિઓને મોક્ષ આપનારી હોવાથી આવશ્યક છે ॥૧૮॥

निवेद्य केशवे माला तुलसीकाष्ठसंभवाम् ॥
वहते यो नरो भक्त्या तस्य वै नास्ति पातकम् ॥१९॥

અર્થ-જે મનુષ્ય ભક્તિવડે કરીને શ્રીકૃષ્ણભગવાનને નિવેદન કરીને તુલસીકાષ્ઠની માલા ધારણ કરે છે તેને પાતક પ્રાપ્ત થતુંજ નથી ॥૧૯॥

महोपनिषदि-

शंखचक्रधरो विद्वान् मालां तुलसीजां दधत् । स जीवन्मुक्त इति ॥

प्रायश्चित्तं न तस्यास्ति न पापं तस्य विग्रहे ॥
तुलसीकाष्ठसंभूता माला यो वहते नरः ॥२०॥

અર્થ–શંખચક્રાદિક મુદ્રાઓ ધારણ કરનાર જે વિદ્વાન તુલસીજીથી બનેલી માલાને ધારણ કરે છે તે જીવન્મુકત થાય છે એ પ્રકારે જે મનુષ્ય તુલસીકાષ્ઠથી બનેલી માલાને ધારણ કરે છે તેના દેહમા પાપ રહેતુ નથી અને તેને પ્રાયશ્ચિત નથી ॥૨૦॥

श्रीपद्मपुराणे-

कृष्णायुधांकितं विप्रं तुलसीकाष्ठभूषितम् ॥
दृष्ट्वानिन्दापरो य स्तु स वै नरकभाग्भवेत् ॥२१॥

અર્થ–શ્રીકૃષ્ણપરમાત્માના આયુધથી અર્થાત્ શંખચક્રાદિક ગોપીચંદનની મુદ્રાઓથી ચિહ્નિત તુલસીકાષ્ઠમાલાએ કરીને શોભાયમાન બ્રાહ્મણને જોઇને જે નિન્દા કરવામા તત્પર થાય છે તે તો નિશ્ચય નરક ભોગવનાર થાય છે. ॥૨૧॥

धारयंति न ये मालां हैतुकाः पापबुद्धय ॥
नरकान्न निवर्तन्ते दग्धाः कोपाग्निना हरे. ॥२२॥

અર્થ—હેતુવાદને આશ્રય કરી પાપબુદ્ધિવાળા જે પુરૂષો તુલસીકાષ્ઠમાલાને ધારણ કરતા નથી તેઓ શ્રીહરિના કોપરૂપી અગ્નિથી બળેલા નરકથી નિવૃત્ત થતા નથી ॥૨૨॥

**विधिवद्ग्रथिता सूत्रे माला तुलसीजा शुभा ॥**
**धारणीया सदा कंठे जपहोमार्चनादिषु ॥२३॥**

અર્થ—વિધિ પ્રમાણે દોરામાં પરોવેલી તુલસીથી બનેલી શુભ માલા હમેશા જપ, હોમ, પૂજન વિગેરેમા કંઠમા ધારણ કરવીજ જોઇએ ॥૨૩॥

**तुलसीमालिका चैव राज्ञां चामरछत्रवत् ॥**
**ऊर्ध्वपुण्ड्र सदा धार्यं शिखायज्ञोपवीतवत् ॥२४॥**

અર્થ—રાજાઓને રાજચિહ્ન તરીકે ચામરછત્રની આવશ્યકતા છે અને તે જેમ રાજાઓને ધારણ કરવા પડે છે તેમ દ્વિજોને દ્વિજચિહ્ન તરીકે તુલસીમાલા ધારણ કરવીજ જોઇએ અને દ્વિજો જેમ શિખા અને યજ્ઞોપવીત ( જનોઇ ) ને કોઇ કાળે ત્યાગ કરી શકતા નથી હમેશા ધારણ કરે છે તેમ ઉર્ધ્વપુંડ્ર હમેશા ધારણ કરવુ જ જોઇએ ॥૨૪॥

**पद्मपुराणे ब्रह्मखंडे द्वात्रिंशोऽध्याये-**

**तुलसीकाष्ठमालां तु कण्ठस्थां वहते तु यः ॥**
**अप्यशौचोऽप्यनाचारो भक्त्या याति हरे र्गृहम् ॥२५॥**

અર્થ-જે મનુષ્ય કંઠને વિષે રહેલી તુલસીકાષ્ઠમાલાને વહન કરે છે તે મનુષ્ય આચાર વિનાનો હોય અથવા અપવિત્ર હોય તો પણ ભકિતએ કરીને ભગવાનના પરમપદને પ્રાપ્ત થાય છે ॥૨૫॥

**धात्रीफलकृतामाला तुलसीकाष्ठसंभवा ॥**
**दृश्यते यस्य देहे तु स वै भागवतो नर ॥२६॥**

અર્થ-જે મનુષ્યના દેહને વિષે તુલસીકાષ્ઠના બનાવેલા મણિકાની માલા જણાય છે તે નિશ્ચય ભગવદ્‌ભકત જાણવો ધાત્રીફલની માલા ધારણ કરવાનુ આજ ફલ છે ॥૨૬॥

**न जह्या -तुलसीमाला धात्रीमाला विशेषत. ॥**
**महापातकसंहर्त्रीं धर्मकामार्थदायिनीम् ॥२७॥**

અર્થ-તુલસીમાલાનો કોઇપણ સમયે ત્યાગ નહિં કરવો જોઇએ કેમકે તે મહાપાતકોને વિનાશ કરનારી અને ધર્મ-કામાદિક પુરૂષાર્થોને આપનારી છે ધાત્રીમાલાનુ પણ આજ માહાત્મ્ય છે ॥૨૭॥

**निवेद्य केशवे माला तुलसीकाष्ठसंभवां ॥**
**वहते यो नरो भक्त्या तस्य वै नास्ति पातकम् ॥२८॥**

અર્થ-જે મનુષ્ય ભકિતએ કરીને તુલસીકાષ્ઠથી બનેલી માલાને શ્રીકૃષ્ણભગવાનને નિવેદન કરીને ધારણ કરે છે તેને

નિશ્ચય પાતક નથીજ ॥૨૮॥

**तुलसीकाष्ठमालां तु प्रेतराजस्य दूतका ॥**
**दृष्ट्वा नश्यन्ति दूरेण वातोद्भूतं यथा दलम् ॥२९॥**

અર્થ–તુલસીકાષ્ઠની માલાને તો (કંઠમા) જોઇને યમરાજાના દૂતો દૂરથી વાયુથી ચઢેલુ વાદળ જેમ વીખરાઇ જાય તેમ નાશી જાય છે ॥૨૯॥

**धारयन्ति न ये मालां हैतुकाः पापबुद्धयः ॥**
**नरकान्न निवर्त्तन्ते दग्धा कोपाग्निना हरे ॥३०॥**

અર્થ–જેમનુષ્યો તુલસીની કંઠી પહેરવાથી શુ થાય છે? તેથી કરીને શુ ફલ મળે છે? આવા પ્રકારના કુતર્કો કરીને તુલસીકાષ્ઠની માલાને ધારણ કરતા નથી એવા પાપી અને મૂર્ખ મનુષ્યો શ્રીહરિના કોપરૂપી અગ્નિથી બળી ભસ્મ થઇ નરકમા પડે છે ત્યાથી કોઇ દીવસ પાછા નીકળતા નથી ॥૩૦॥

**पद्मपुराणे पातालखण्डे एकोनाशीतितमेऽध्याये–**

**तुलसीकाष्ठघटितै रुद्राक्षाकारकारितैः ॥**
**निर्मितां मालिकां कंठे निधायार्चनमारभेत् ॥३१॥**

અર્થ–તુલસીકાષ્ઠથી બનાવેલા રૂદ્રાક્ષના જેવા આકારવાળા મણિકાથી બનાવેલી માલાને કંઠમા ધારણ કરીનેજ ભગવત્પૂજન પ્રારંભ કરવો જોઇએ. ॥૩૧॥

तुलसीकाष्ठमालाभि र्भूषित॰ कर्म ह्याचरेत् ॥
पितृणा देवताना च कृतं कोटिगुणं भवेत् ॥३२॥

અર્થ–(વૈષ્ણવોએ કઠમા) તુલસીકાષ્ઠમાલા ધારણ કરીને જ સધ્યાવદનાદિકકર્મ, પિતૃકાર્ય અને દેવકાર્ય કરવુ જોઈએ અને તે કઠમા તુલસીકાષ્ઠમાલા ધારણ કરીને કરેલુ કર્મ કરોડ ઘણુ ફલને સપાદન કરે છે ॥૩૨॥

निवेद्य केशवे माला तुलसीकाष्ठनिर्मिताम् ॥
वहते यो नरो भक्त्या तस्य नश्यति पातकम् ॥३३॥

અર્થ–તુલસીકાષ્ઠથી બનાવેલી કઠી ભગવત્પ્રસાદી કરીને જે મનુષ્ય ભક્તિએ કરીને કઠમા ધારણ કરે છે તેનુ પાપ નાશ પામે છે ॥૩૩॥

पाद्मोत्तरखंडे २५२ अध्याये–

ये कंठलग्नतुलसीनलिनाक्षमाला ।
ये बाहुमूलपरिशोभितशंखचक्रा॰ ॥
ये वा ललाटफलके लसदूर्ध्वपुण्ड्रा ।
स्ते वैष्णवा भुवनमाशु पवित्रयंति ॥३४॥

અર્થ–જે મનુષ્યો પોતાના કઠમા તુલસીકાષ્ઠની માલાઓ ધારણ કરે છે તેમજ જે મનુષ્યો પોતાના બન્ને બાહુઓના ઉપર ગોપીચદનથી શખચક્રાદિક મુદ્રાઓ ધારણ કરે છે અને

જેઓ પોતાના લલાટને ઉર્ધ્વપુંડ્રથી સુશોભીત કરે છે, તેવા વૈષ્ણવો આ જગત્‌ને જલ્દી પવિત્ર કરે છે ॥ એ મુજબ પદ્મપુરાણના ઉત્તરખંડના બસેબાવનમા અધ્યાયમાં તથા બ્રહ્મપુરાણના ઉત્તરખંડના દશમા અધ્યાયમા **શ્રી શિવજીનું પોતાનું વાક્ય છે.** ॥૩૪॥

**ब्रह्मवैवर्तप्रकृतिखंडे, उनविंशाध्याये, तुलस्युपाख्याने-**

**तुलसीकाष्ठनिर्माणमालां गृह्णाति यो नरः ॥**
**पदे पदे ऽश्वमेधस्य लभते निश्चितं फलम् ॥३५॥**

અર્થ-બ્રહ્મવૈવર્તપુરાણના પ્રકૃતિખંડના ઓગણીશમા અધ્યાયમા તુલસીપ્રકરણને વિષે લખેલુ છે કે- તુલસીકાષ્ઠથી બનાવેલી માલા જે મનુષ્ય ધારણ કરે છે તે વૈષ્ણવ પગલે પગલે અશ્વમેધ યજ્ઞનુ ફલ પ્રાપ્ત કરે છે. ॥૩૫॥

**काशीखंडे एकोनविंशाध्याये-**

**हरिनामाक्षरमुखं भाले गोपीमृदांकितं ॥**
**तुलसीमालिकोरस्कं न स्पृशेयु र्यमोद्भटाः ॥३६॥**

અર્થ-કાશીખંડના ઓગણીશમા અધ્યાયમા પણ કહ્યુ છે કે- જે વૈષ્ણવના મુખમાં શ્રીકૃષ્ણ વિગેરે ભગવાનના નામો છે, લલાટમાં ગોપીચંદનનુ તિલકમુદ્રા છે, અને વક્ષસ્થલ સુધી તુલસીકાષ્ઠમાલા ધારણ કરેલી છે, તેવા વૈષ્ણવને યમદૂતો

સ્પર્શ કરી શકતા નથી ॥૩૬॥

नारदीये-

कंठलग्ना तु या माला सा कठीति प्रकीर्तिता ॥
तस्या धारणमावश्यं कर्तव्यं द्विजसत्तमै ॥३७॥

અર્થ—નારદીય પુરાણુમા કહ્યુ છે કે- કઠમા ધારણ કરેલી જે તુલસીકાષ્ઠમાલા છે તે "કઠી" એ પ્રકારે કહેવાય છે, તે કઠીનુ ધારણ કરવુ આવશ્યક છે માટે ઉત્તમ દ્વિજોએ તે કઠી અવશ્ય ધારણ કરવી જ જોઇએ ॥૩૭॥

वायुपुराणे व्यासवचन-

कंठे तु तुलसीकाष्ठं दृष्ट्वा पापानि सर्वश ॥
देहं त्यक्त्वा पलायंते सिंहं दृष्ट्वा गजा इव ॥३८॥

અર્થ—વાયુપુરાણુમા વ્યાસવચન છે કે- કઠને વિષે તુલસીકાષ્ઠને અર્થાત્ કઠીને જોઇને સર્વ પ્રકારનાં પાપો દેહને છોડી દઇને જેમ સિહને જોઇને હાથીઓ નાશી જાય તેમ નાશી જાય છે ॥૩૮॥

कंठेन तुलसीकाष्ठं छद्मनापि वहे-तु यः ॥
सर्वथा कृतपापोऽपि शुद्धत्येव न संशयः ॥३९॥

અર્થ—કપટે કરીને પણ જે કઠમા તુલસીકાષ્ઠને અર્થાત્ કઠીને ધારણ કરે છે તે હમેશા પાપીષ્ઠ હોય તો પણ શુદ્ધ

ાય છેજ એમા સદેહ નથી ॥૩૯॥

कंठे वा कर्णयो येषां तुलसीकाष्ठसंभवाः ॥
दृश्यते सर्वदा माला स्ते नरा वैष्णवोत्तमा' ॥४०॥

અર્થ–કઠમા અથવા કર્ણમા જેમને તુલસીકાષ્ઠથી બનેલી ાલાઓ હમેશા જણાય છે તે મનુષ્યો વૈષ્ણવોમા ઉત્તમ ાણવા ॥૪૦॥

गस्त्यसंहितायां-

य. कुर्या -तुलसीकाष्ठै रक्षमाला सुरुपिणी ॥
कंठमाला प्रयत्नेन कृतं तस्याक्षयं भवेत् ॥४१॥

અર્થ–અગસ્ત્યસહિતામા કહ્યુ છે કે–જે મનુષ્ય તુલસી-ષ્ઠોથી સુદર મણિકાની જપમાલા તથા કઠમાલા અર્થાત્ કઠી યત્નપૂર્વક ધારણ કરે છે તેનુ કરેલુ કર્મ દાન, પુણ્ય ગેરે અક્ષયફલને આપનાર થાય છે ॥૪૧॥

ारसंग्रहेभगवद्वाक्यं-

तुलसीकाष्ठमाला तु यस्य वक्षस्थले लुठेत् ॥
मद्वक्षसि लुठत्येव सोऽपि कोटियुगावधिः ॥४२॥

અર્થ–સારસગ્રહમાં શ્રીભગવાનનુ વચન છે કે– જે નુષ્યના હૃદયમા તુલસીકાષ્ઠમાલા ધારણ કરેલી છે તે નુષ્ય પણ કરોડો યુગ સુધી મારા હૃદયમા રહે છે એમા દેહ નથી ॥૪૨॥

तुलसीकाष्ठमाला च कंठे भक्त्या वहे-तु य ॥
कोटिजन्मार्जितं पापं तस्य नश्यति तत्क्षणात् ॥४३॥

અર્થ–જે મનુષ્ય કંઠમા ભક્તિએ કરીને તુલસીકાષ્ઠમાલા ધારણ કરે છે તે મનુષ્યનુ કરોડો જન્મોનુ સંચય કરેલુ પાપ તુરતજ નાશ પામે છે ॥૪૩॥

महापातकयुक्तोऽपि तुलसीदलभक्षणात् ॥
सद्य एव विशुद्धात्मा जायते नात्रसंशयः ॥४४॥

અર્થ–તુલસીદલના ભક્ષણ કરવાથી મહાપાપયુક્ત હોય તો પણ તત્કાલજ પવિત્ર થાય છે એમા સંદેહ નથી ॥૪૪॥

प्रल्हादसंहितायाम्-

निवेद्य केशवे मालां तुलसीकाष्ठसंभवाम् ॥
वहते यो नरो भक्त्या तस्य नैवास्ति पातकं ॥
सदा प्रीतमना स्तस्य कृष्णो देवकीनंदन. ॥४५॥

અર્થ–પ્રલ્હાદસંહિતામા કહ્યુ છે કે- શ્રીકૃષ્ણને નિવેદન કરીને તુલસીકાષ્ઠથી બનેલી માલા જે મનુષ્ય ભક્તિપૂર્વક ધારણ કરે છે તેને પાતક લાગતુજ નથી અને દેવકીનંદન શ્રીકૃષ્ણભગવાન્ તેના ઉપર હમેશા સંતુષ્ટ રહે છે ॥૪૫॥

वेदान्तचिन्तामणौ-

तुलसीदलजा माला निषिद्धा कालपञ्चके ॥

हारीतेन शिवः पाद्मे विधत्ते तद्धृतिं सदा ॥४६॥

અર્થ—તુલસીદલની માલા અર્થાત્ પત્રની માલા સ્નાન, ભોજન, મૈથુન, મલત્યાગ, મૂત્રત્યાગ એ પાંચ સમયમા નિષિદ્ધ છે અર્થાત્ તે પાચે સમયમા તુલસીપત્રની માલા ધારણ કરવી નહિ પરંતુ તુલસીકાષ્ઠમાલા તો સર્વ કાલમા અવશ્ય ધારણ કરવીજ જોઇએ કેમકે તે હમેશા ધારણ કરવાનુ વિધાન હારીતમુનિએ પોતાની સ્મૃતિમા તથા પદ્મપુરાણમા શ્રી શિવજીએ કરેલુ છે ॥૪૬॥

पद्मपुराणे—

स्नानकाले तु यस्यांगे दृश्यते तुलसी शुभा ॥
गंगादिसर्वतीर्थेषु स्नातं तेन न संशयः ॥४७॥

અર્થ—પદ્મપુરાણમા શ્રી શિવજી કહે છે કે- સ્નાન સમયે જેના દેહને વિષે શુભ તુલસીકાષ્ઠમાલા જણાય છે, તેમને ગંગાદિ સર્વતીર્થોમાં સ્નાન કર્યાનુ ફલ પ્રાપ્ત થાય છે એમા સંદેહ નથી. ॥૪૭॥

तुलसीमालिकां धृत्वा यो भुंक्ते गिरिनन्दिनि ॥
सिक्थे सिक्थे स लभते वाजपेयफलं शुभम् ॥४८॥

અર્થ—હે પાર્વતી ! તુલસીમાલા ધારણ કરીને જે ભોજન કરે છે તેને એક એક ગ્રાસે વાજપેય યજ્ઞનુ શુભ ફલ પ્રાપ્ત થાય છે. ॥૪૮॥

बहुना किमिहोक्तेन शृणु त्वं वरवर्णिनि ॥
विड्डुत्सर्गादिकाले च न त्याज्या कंठमालिका ॥४९॥

અર્થ–હે સુંદર વર્ણવાળી ? તું સાંભળ વિશેષ શું કહું ? લમૂત્ર ત્યાગ સમયે પણ કંઠીનો પરિત્યાગ નહિં કરવો ॥૪૯॥

अंतकालेऽपि यस्यांगं तुलसीमालिका स्पृशेत् ॥
तस्यदेहोद्भवं पापं तत्क्षणादेव नश्यति ॥५०॥

અર્થ–મરણ સમયે પણ જેના દેહને વિષે તુલસીમાલા ।ારણ કરેલી હોય છે તેના દેહથી ઉત્પન્ન થયેલું પાપ તત્ક્ષ-।જ વિનાશ પામે છે ॥૫૦॥

यत्कंठे तुलसी नास्ति ते नरा मूढमानसा ॥
अन्नं विष्ठा जलं मूत्रं पीयूषं रुधिरं भवेत् ॥५१॥
ततः सर्वेषु कालेषु धार्या तुलसीमालिका ॥
क्षणार्धं तद्विहीनोपि विष्णुद्रोही भवेन्नरः ॥५२॥

અર્થ–જેમના કંઠમાં **તુલસીમાલા** નથી તે મનુષ્યો મૂઢ જાણવા, અને તેમનું ખાધેલું અન્નાદિ પણ વિષ્ટા સમાન ; અને જલ મૂત્ર બરાબર છે, અને અમૃત પણ રૂધીર બરોબર છે એટલા માટે સર્વ સમયમાં તુલસીમાલા અવશ્ય ।ારણ કરવીજ જોઇએ, અડધો ક્ષણ પણ તુલસીમાલા વિના રહે તો તે મનુષ્ય વિષ્ણુ ભગવાનનો દ્રોહી બને છે ॥૫૧–૫૨॥

स्कांदे-

तुलसीकाष्ठमालां यो धृत्वा भुंक्ते द्विजोत्तमः ॥
सिक्थे सिक्थे स लभते वाजपेयफलं मुने ॥५३॥

અર્થ—સ્કંદપુરાણમા પણ કહ્યુ છે કે- જે દ્વિજ **તુલસી-કાષ્ઠમાલા** ધારણ કરીને ભોજન કરે છે તેને પ્રત્યેક ગ્રાસે હે મુનિ ? વાજપેય યજ્ઞનુ ફલ મળે છે ॥૫૩॥

तुलसीकाष्ठमाला यो धृत्वा स्नान समाचरेत् ॥
पुष्करे च प्रयागे च स्नातं तेन मुनीश्वर ॥५४॥

અર્થ—જે **તુલસીકાષ્ઠમાલાને** ધારણ કરીને સ્નાન કરે છે તેને હે મુનીશ્વર ? પુષ્કર અને પ્રયાગ તીર્થમા સ્નાન કર્યાનુ ફલ મળે છે ॥૫૪॥

यज्ञोपवितवद्धार्या कण्ठे तुलसीमालिका ॥
नाशौचं धारणे तस्या यत सा ब्रह्मरूपिणी ॥५५॥

અર્થ—કંઠમા **તુલસીમાલા** યજ્ઞોપવીતની માફક અર્થાત્ આમરણાંત સર્વ સમયમા ધારણ કરવીજ જોઇએ, તે ધારણ કરવામા અપવિત્રતા પ્રાપ્ત થતીજ નથી કેમકે તે બ્રહ્મસ્વરૂપિણી છે ॥૫૫॥

गरुडपुराणे-

कृष्णायुधाङ्कितं विप्रं तुलसीकाष्ठभूषितम् ॥
दृष्ट्वा निन्दापरो य स्तु स बौद्धो न तु वैष्णव ॥५६॥

અર્થ-શ્રીકૃષ્ણભગવાનના આયુધોના ચિન્હોથી યુકત અર્થાત્ ગોપીચંદનથી મુદ્રાઓ (છાપા) ધારણ કરનાર, અને **તુલસીકાષ્ઠમાલારૂપી** આભૂષણથી શોભિત બ્રાહ્મણને જોઈને જે નિંદા કરવા તત્પર થાય છે તેને વૈષ્ણવ ન જાણતા બૌદ્ધ જાણવો ॥૫૬॥

**हरिवल्लभसुधोदये-**

**धारयन्ति न ये मालां हैतुका· पापबुद्धय' ॥**

**नरका न्न निवर्तन्ते दग्धा· कोपाग्निना हरे· ॥५७॥**

અર્થ-જે મનુષ્યો માલા ધારણ કરવાથી શુ થાય છે, તેથી શુ ફળ મળે છે, એવા પ્રકારના કુતર્કો કરીને **તુલસી-કાષ્ઠમાલા** ધારણ કરતા નથી એવા પાપબુદ્ધિવાળા મનુષ્યો શ્રીહરિના ક્રોધરૂપી અગ્નિથી બળી ભસ્મ થઈ નરકમા પડે છે, ત્યાથી કોઈ દીવસ નીકળી શકતાજ નથી ॥૫૭॥

**तुलसीकाष्ठमालोक्य कण्ठे वा मस्तके करे ॥**

**निन्दां कुर्वन्ति ये मूढा म्लेच्छजा स्ते न संशयः ॥५८॥**

અર્થ-જે મૂર્ખ મનુષ્યો **તુલસીકાષ્ઠ(માલા)**ને કંઠમા -મસ્તકમા-કે હાથમા ધારણ કરેલી જોઇને **નિન્દા** કરે છે, તેઓ ખરેખર મ્લેચ્છથી ઉત્પન્ન થયેલા છે એમા સંશય નથી ॥૫૮॥

**अत्रातिशयमालोक्य तुलसीं द्वेषयन्ति ये ॥**

बहुनोक्तेन किं पार्थ सर्वे ते त्वन्यरेतजा ॥५९॥

અર્થ-વૈષ્ણવોનો ઉત્કર્ષ જોઈને જે મનુષ્યો **તુલસીને** દ્વેષ કરે છે તેવાઓને હે પાર્થ ? વિશેષ શું કહેવું, તે સર્વે અન્યના વીર્યથી ઉત્પન્ન થયેલા સમજવા ॥૫૯॥

तुलसीकाष्ठभृग्विप्रा न्वैष्णवान् दूषयन्ति ये ॥
सर्वे ते रौरवं यान्ति संशयो नास्ति नारद ॥६०॥

અર્થ-**તુલસીકાષ્ઠમાલા** ધારણ કરવાવાળા વૈષ્ણવ **બ્રાહ્મણો**ને જોઈને જેઓ દૂષણ આપે છે ( અર્થાત્ નિંદા કરે છે ) તેઓ સર્વે હે નારદ ? **રૌરવ** નામના **નર્ક**માં જાય છે એમાં સંદેહ નથી ॥૬૦॥

स्कांदे-

तुलसीमालिकां कंठे बिभर्ति जनपावनीम् ॥
स पूज्यो जायते लोके श्वपाकोपि हि निश्चितम् ॥६१॥
तुलसीमालिकाधारी पुनाति भुवनत्रयम् ॥
प्रणमन्ति सुरा स्तस्मै शिवशक्रयमादय. ॥६२॥

અર્થ-મનુષ્યોને પવિત્ર કરનારી તુલસીકાષ્ઠની માલાને જે ધારણ કરે છે તે નીચ હોય તો પણ લોકમાં નિશ્ચય પૂજ્ય થાય છે તુલસીકાષ્ઠની માલાને ધારણ કરનાર ત્રણ ભુવનને પવિત્ર કરે છે અને શંકર, ઇન્દ્ર, યમ વિગેરે દેવતાઓ તેને ( ભગવદ્ભક્ત જાણી ) પ્રણામ કરે છે ॥૬૧-૬૨॥

इत्यलमति विस्तरेण ॥ शमिति ॥



## ॥ अथ जपमाला विचारः ॥

वैष्णवानां तु गायत्र्यादिभगवन्मन्त्रजपेऽपि अष्टोत्तर-शतमणिघटिता तुलसीकाष्ठमालैवमुख्या ॥

रामार्चन चन्द्रिकाया-

तुलसीकाष्ठघटितै र्मणिभि र्जपमालिका ।
सर्व कर्मणि सर्वेषा मीप्सितार्थ फलप्रदा ॥

વૈષ્ણવોને તો ગાયત્રી, અષ્ટાક્ષર, દ્વાદશાક્ષર, અષ્ટા-દશાક્ષર, (ગોપાલમંત્ર), ગદ્ય, વિગેરે ભગવન્મંત્રજપમા પણ એકસોને આઠ મણિકાઓની બનાવેલી તુલસીકાષ્ઠમાળાજ મુખ્ય છે

રામાર્ચનચંદ્રિકા નામના ગ્રંથમા કહ્યુ છે કે—

તુલસીકાષ્ઠના બનાવેલા મણિકાઓની જે માલા છે તે સર્વ ધર્મ પુણ્ય કાર્યમા ઉત્તમ છે, અને સર્વ લોકોને તેના મનોવાછિત ફલ આપનારી છે ॥

धर्मप्रवृत्तौ- तुलसीमणिभि श्चैव गणितं चाक्षयं भवेत् ॥

તુલસીકાષ્ઠના મણિકાઓથી ગણેલું અક્ષયફલને આપનાર થાય છે

अगस्त्य संहितायां षष्ठाध्याये-

य कुर्या -तुलसीकाष्ठै रक्षमालां सुरूपिर्णीं ।

कर्णमालां प्रयत्नेन कृतं कर्मांऽक्षयं भवेत् ॥

જે મનુષ્ય તુલસીકાષ્ઠના મણિકાની સુંદર માલાને કંઠમા ધારણ કરે અથવા નાની માલા કાન ઉપર ધારણ કરે વા તે માલાથી જપાદિક સત્કર્મ કરે તો તે કરેલુ સત્કર્મ અક્ષય થાય છે

कमलाकराह्निके- तुलसीकाष्ठ संभूतै र्दशकोटिरुदाहृता ॥

તુલસીકાષ્ઠના મણિકાઓથી બનેલી માલાથી દશ કરોડ ઘણુ પુણ્ય કહેલુ છે

आचारप्रकाशे स्कांदे-

प्रवालमुक्तास्फाटिकै र्जपंकोटिफलप्रदं ।

तुलसीमणिना येन गणितं चाक्षयं भवेत् ॥

પરવાળા, મોતી અને સ્ફટિકમણિના મણિકાઓની માલાથી કરેલો જપ કરોડ ઘણા ફલને આપે છે, અને જેણે તુલસીકાષ્ઠની માલાથી જપ કરેલો છે તે જપ અક્ષય ( અવિનાશી ) ફળને આપે છે.

गौतमतंत्रे चतुर्दशाध्याये श्लो० ४९

आमलकीभवामाला सर्वसिद्धिप्रदा मता ।

**तुलसीसंभवा या तु मोक्षं वितनुतेऽचिरात् ॥**

આમળાંની બનાવેલી માલા સર્વ સિદ્ધિને આપનારી છે અને તુલસીકાષ્ઠથી બનેલી માલા છે તે તો જલ્દી મોક્ષને આપે છે

**अत्र सर्वांते तुलसीकाष्ठमालाया एव मोक्षदत्व कथनात पुरश्चरणचन्द्रिकायां तु " वैष्णवे तुलसीमाला" इतिवाक्याच्च वैष्णवैस्तु तुलसीकाष्ठमालयैव जपादिकं कर्तव्यमिति सिध्यति ॥**

અહિંયા એટલે ગૌતમત ત્રાદિકમા સર્વે માલાઓની ગણના કરીને અ તમા તુલસીકાષ્ઠમાલાનેજ મોક્ષ આપનારી કહેલી છે અને પુરશ્ચરણચ દ્રિકા નામના ગ્ર થમા તો વૈષ્ણવોએ **તુલસી કાષ્ટમાલા** રાખવી એમ કહેલુ છે ઇત્યાદિક વાકયથી વૈષ્ણવોએ **તુલસીકાષ્ઠમાલા**થીજ જપાદિક સત્કર્મ કરવુ એમ સિદ્ધ થાય છે



# श्री विष्णुधर्मोत्तरे–

## ॥ श्री तुलसी महात्म्यम् ॥

---

गरुड उवाच–

विहाय केतकीपत्रं मालतिं च सरोरुहं ॥

कस्मात् धत्ते मुनिश्रेष्ठ तुलसीं सर्वदा हरि. ॥१॥

અર્થ–ગરૂડજી કહે છે કે–હે મુનિઓમા શ્રેષ્ઠ એવા નારદજી ? શ્રીહરિ કેવડાને, માલતીને અને કમળના પુષ્પને ત્યાગ કરીને હમેશા શ્રી તુલસીજીને ધારણ કરે છે તેનું શું કારણ હશે ? ॥૧॥

वैनतेयवचः श्रुत्वा नारदो मुनिरब्रवीत् ॥

એ પ્રકારે ગરૂડજીનુ વચન સાભળીને નારદ મુનિ બોલ્યા,

नारद उवाच–

पूर्वं मयैव संपृष्टो भगवान् राधिकापति' ॥

मह्यं सख्य यथैवाह तच्छृणु त्वं समाहित. ॥२॥

અર્થ–નારદ બોલ્યા કે–હે ગરૂડ ? તમે જે પ્રશ્ન પૂછો છો તેજ પ્રશ્ન એક સમયે પૂર્વે મે શ્રી રાધિકાપતિ શ્રી કૃષ્ણભગવાનને પૂછ્યો હતો, અને તેમણે મને તુલસીજીનુ

જે મહાત્મ્ય સભળાવ્યુ હતુ તેજ હુ તમને ઇતિહાસ કહી સભળાવુ છુ ॥૨॥

**नारद उवाच श्री कृष्णं प्रति-**

**सुगंधानि तु पुष्पाणि नानाजात्युद्भवानिच ॥**
**विहाय तुलसीं धत्से कस्मा त्वं मधुसूदन ॥३॥**
**कथयस्व सुरश्रेष्ठ तुलस्याः प्रीति कारणम् ॥**
**यदि तुष्टोसि मे देव कृपां कृत्वा ममोपरि ॥४॥**

અર્થ—નારદજી શ્રી કૃષ્ણભગવાન પ્રત્યે કહે છે કે—હે મધુદૈત્યને નાશ કરનાર શ્રીહરે? આપ નાના પ્રકારના સુગ-ધીવાળા ઉત્પન્ન થયેલા પુષ્પોને ત્યાગ કરીને શ્રી તુલસીજીને ધારણ કરો છો તેનુ શુ કારણ? હે દેવતાઓમા શ્રેષ્ઠ? હે સુદર? યદિ આપ મારી ઉપર સતુષ્ટ હો તો મને કૃપા કરીને શ્રી તુલસીજી ઉપર આપને અત્યત પ્રીતિ છે તેનુ કારણ વર્ણન કરો ॥૩-૪॥

**श्री कृष्ण उवाच-**

**मताऽस्ति वेदशास्त्रेषु पुराणेषु तथैवहि ॥**
**तुलसी सर्वदा श्रेष्ठा दानयज्ञार्चनादिषु ॥५॥**

અર્થ—શ્રી કૃષ્ણભગવાન કહે છે કે—હે નારદ? "**वृन्दाभक्ति.**" (તુલસીજી ભક્તિરૂપ છે) ઇત્યાદિ **વેદમાં તથા** સ્મૃત્યાદિ

શાસ્ત્રોમા અને તેજ પ્રકારે પુરાણોમા હમેશા દાન આપવામા, યજ્ઞમા, પૂજનાદિક સમયે **શ્રી તુલસીજી શ્રેષ્ઠ માનેલાં છે.** ॥૫॥

**यत्फलं क्रतुभि सर्वैं समाप्तावरदक्षिणैः ॥**
**तत्फलं कोटिगुणितं शुश्रूष्य मम वल्लभां ॥६॥**
**सर्वदा सर्वकालेषु तुलसी मम वल्लभा ॥**
**दानं तथा युतं कृत्वा पुण्य कोटिगुणं लभेत् ॥७॥**

અર્થ—જે ફલ સમાપ્તિમા શ્રેષ્ઠ દક્ષિણા અપાયેલા યજ્ઞોથી પ્રાપ્ત થાય છે તેનાથી કરોડ ઘણુ ફલ મને પ્રીય એવા શ્રી તુલસીના સેવનથી પ્રાપ્ત થાય છે ॥૬॥ હમેશા સર્વ સમયમા તુલસીજી મને પ્રીય છે તે તુલસીજી સહિત જે મનુષ્ય દાન કરે છે અર્થાત્ કોઇપણ પ્રકારના દાન ઉપર તુલસીપત્ર મૂકીને ભગવત્પ્રીત્યર્થ જે દાન આપવામા આવે છે તો તે દાન આપનાર કરોડ ઘણા પુણ્યને પ્રાપ્ત કરે છે ॥૭॥

**चतुर्दश्या महादेवं पौर्णमास्या पितामहं ॥**
**ह्यभ्यर्चयति सप्तम्यां तुलस्या गगनाधिपं ॥८॥**
**विशेषतो हरेः पूज्यो चैकादश्यां तु जागरे ॥**
**अथवा पितृणां चैव कृत्वा पूजां न शोचयेत् ॥९॥**

અર્થ—ચતુર્દશીમાં મહાદેવજીને, પૂનમે બ્રહ્માજીને, સાતમે

સૂર્યનારાયણને, એકાદશીમા જાગરણ સમયે શ્રીહરિને અને પિતૃઓને શ્રી તુલસીદલથી જે પૂજન કરે છે તેને પૂજન કરીને શોક કરવાનો રહેતો નથી કેમકે તે વિશેષે કરીને શ્રીહરિને પૂજ્ય થાય છે અર્થાત્ બીજાઓને પૂજ્ય થાય એમા શુ આશ્ચર્ય ? ॥૮–૯॥

**आपीठांत महादेवं तुलसीदलमालया ॥**
**संच्छादयति यो वत्स गोसहस्रफलं लभेत् ॥१०॥**

અર્થ–પીઠ સહિત શ્રી મહાદેવજીને શ્રી તુલસીદલની માલાથી જે સારી રીતે આચ્છાદન કરે છે તે હે નારદ ? એકહજાર ગૌદાનના ફ્લને પ્રાપ્ત કરે છે ॥૧૦॥

**नित्य मर्चयते यो वै भास्करं परमेष्ठिनं ॥**
**आरोग्यं सुगतिं साध्रो पारायणफलं लभेत् ॥११॥**
**होमकाले च सप्राते ह्याचार्यं जातवेदस ॥**
**ददाति वाञ्छितान् कामान् तुलसी सर्वदा वरा ॥१२॥**

અર્થ–જે મનુષ્યો હમેશા સૂર્યનારાયણને તથા બ્રહ્માને તુલસીજીથી પૂજન કરે છે તે હે નારદ ? નિશ્ચય આરોગ્યતાને અને સારી ગતિને તથા પારાયણના ફ્લને પ્રાપ્ત કરે છે અને તે દેવતાઓના પૂજનાતે હોમ સમયે શ્રેષ્ઠ શ્રી તુલસીજી આચાર્યને વાછિત મનોરથ પૂર્ણ કરે છે ॥૧૧–૧૨॥

तुलसीं ये प्रयच्छन्ति सुराणामर्चनाय वै ॥
रोपयंति शुचिर्देशे तेषां लोका सनातना ॥१३॥

અર્થ-જેઓ દેવતાઓના પૂજન માટે શ્રીતુલસીજી અર્પણ કરે છે તેમજ જેઓ પવિત્ર સ્થાનમા શ્રીતુલસીજીને રોપે છે તેઓને સનાતન લોક અર્થાત્ ભગવદ્ધામ નિશ્ચય પ્રાપ્ત થાય છે ॥ ૧૩ ॥

मन प्रसादाजननी सुखसौभाग्यवर्धिनी ॥
आधिव्याधिजरा नित्यं तुलसी नाशयेत् क्षणात् ॥१४॥

અર્થ-સુખસૌભાગ્યને વૃદ્ધિ કરનારા શ્રીતુલસીમાતા અંત-કરણની પ્રસન્નતાથી હમેશા મનોપીડા તથા રોગ અને વૃદ્ધાવસ્થાને તત્ક્ષણ વિનાશ કરે છે ॥ ૧૪ ॥

એ પ્રકારે શ્રીકૃષ્ણ ભગવાનના મુખથી શ્રીતુલસીજીનુ મહાત્મ્ય સાભળી નારદજી શ્રીતુલસીજીની પ્રાર્થના કરવા લાગ્યા કે—

अमृतत्व समुद्भूता क्षीरोदमथनात्पुरा ॥
केशवस्य प्रिया पुण्या तुलसी त्वां नमोऽस्तु ते ॥१५॥
विष्णुना त्वं निर्मितासि रर्चितासि सुरासुरैः ॥
अनेक जन्म अनितं पापं हर हरिप्रिये ॥१६॥
श्रियं देहि यशो देहि कीर्ति मायु स्तथा सुख ॥
बलं पुष्टिं तथा धर्मं तुलसी त्वं प्रयच्छ मे ॥१७॥

અર્થ-પૂર્વે સમુદ્રમથન સમયે અમૃતરૂપે ઉત્પન્ન થયેલા શ્રીભગવત્પ્રિયા અને પુણ્યકારી એવા હે શ્રીતુલસીજી તમને નમસ્કાર કરૂ છુ. ॥ ૧૫ ॥ હે ભગવત્પ્રિયે પૂર્વે શ્રી વિષ્ણુએ તમને નિર્માણ કરેલા છે અને દેવ તથા દૈત્યોએ પૂજેલા છે, મારૂ અનેક જન્મોનુ સચિત થયેલુ પાપ દૂર કરો, ॥ ૧૬ ॥ હે તુલસીજી તમો લક્ષ્મી આપો, યશ આપો, કીર્તિ, આયુષ્ય તથા સુખ, બળ, પુષ્ટિ તેમજ ધર્મ મને અર્પણ કરો ॥ ૧૭ ॥

એ પ્રકારે તુલસીજીની પ્રાર્થના કરી નારદજી ગરૂડ પ્રત્યે કહે છે કે—

**श्रवणं कीर्तनं दानं स्मरणं जलसेचनं ॥**
**दर्शनं स्पर्शनं प्राश्यं ह्यष्टधा तुलसी शुभा ॥१८॥**

અર્થ-હે ગરૂડ ! શ્રીતુલસીજી શ્રવણ કરવાથી, કીર્તન કરવાથી, તુલસીપત્ર સહ દાન આપવાથી, સ્મરણ કરવાથી, જલસીંચન કરવાથી, દર્શન કરવાથી, સ્પર્શ કરવાથી, ભગવત્પ્રસાદી તુલસી ભક્ષણ કરવાથી, એમ આઠ પ્રકારે શુભફલ આપનારાં છે ॥ ૧૮ ॥

**न पश्यति यमं दुष्टं तुलसी यदि मूर्धनि ॥**
**तिष्ठेद्वै तुलसी पाणौ सः सदा वैष्णवो नरः ॥१९॥**

અર્થ- જેના મસ્તક ઉપર તુલસીજી છે અર્થાત્ જે

તુલસીમાલા ધારણ કરે છે અથવા જેના હાથમાં શ્રીતુલસી માલા બિરાજે છે તે મનુષ્ય હમેશા વૈષ્ણવ છે અને તેવા વૈષ્ણવને દુષ્ટ એવા યમરાજાનાં દર્શન કદાપિ થતા નથી. ॥ ૧૯ ॥

न केवलं मनुष्यै स्तु देवताभिः प्रपूज्यते ॥
समर्चयति यो नित्यं तुलस्या भुवि केशवं ॥२०॥

અર્થ—જે મનુષ્ય નિરંતર પૃથ્વીમા શ્રીતુલસીદલથી ભગવત્પૂજન કરે છે તે મનુષ્ય મનુષ્યો એજ નહિં પણ દેવતાઓએ પૂજાય છે ॥ ૨૦ ॥

सर्वतीर्थमयं गात्रं तत्क्षणाच्च प्रजायते ॥
अहोरात्रं यस्य मूर्ध्नि तुलसी यदि तिष्ठति ॥
आजन्मांतः कृतात्पापा न्मुच्यते नात्र संशयः ॥२१॥

અર્થ—દીવસ અને રાત્રિ જેના મસ્તકમાં શ્રી તુલસીજી અર્થાત્ તુલસીમાલા બિરાજે છે તેનુ ગાત્ર તત્કાલ સર્વ તીર્થ રૂપ બની જાય છે અને જન્મ પર્યંત કરેલા પાપથી તે નિર્મુક્ત થાય છે એમાં સંદેહ નથી ॥ ૨૧ ॥

तावद् गर्जंति भूषाणि कौस्तुभादीनि प्रत्यहं ॥
यावन्न प्राप्यते पक्षीन् तुलसी कृष्णमञ्जरी ॥२२॥

અર્થ—હે ગરૂડ ! જ્યાંસુધી કૃષ્ણમાંજરોવાળાં તુલસીજી પ્રાપ્ત થતાં નથી ત્યાસુધી નિરંતર કૌસ્તુભમણિ વિગેરે આભૂ-

ષણો ગર્જના કરે છે અર્થાત્ માજરયુક્ત તુલસીજીથી આભૂ-
ષણો કરતા પણ ભગવાન અધિક પ્રસન્ન થાય છે ॥ ૨૨ ॥

**यो नार्चयति गोविंदं तुलसीं प्राप्य मानव ॥**
**कुरुते धर्महरणं ह्यस्नाते यो विचिन्वते ॥२३॥**

અર્થ–જે મનુષ્ય તુલસીને પ્રાપ્ત કરવા છતા શ્રીગોવિંદ
ભગવાનને પૂજન કરતો નથી તે ધર્મનો વિનાશ કરે છે
તેમજ જે સ્નાન કર્યા સિવાય તુલસીદલ તોડે છે તે પણ
ધર્મનો નાશ કરે છે ॥ ૨૩ ॥

**तुलसीं प्राप्य पक्षीन्द्र यो नार्चयति केशवं ॥**
**स त्याज्य सर्वकार्येषु पचपापी यथा नर· ॥२४॥**

અર્થ– હે પક્ષીઓના રાજા ગરૂડ ? જે મનુષ્ય શ્રીતુલ-
સીજીને પ્રાપ્ત કરીને શ્રીકૃષ્ણભગવાનને પૂજન કરતો નથી તે
જેમ પચમહાપાતક કરનાર તજવા લાયક છે તેમ તેનો પણ
સર્વ શુભ કર્મોમા ત્યાગ કરવો. ॥ ૨૪ ॥

**तुलसीं प्राप्य ये दुष्टा नार्चयन्ति हि केशवं ॥**
**ते यान्ति रौरवं घोरं यमदूतै वंशीकृताः ॥२५॥**

અર્થ—જે દુષ્ટ પુરૂષો શ્રીતુલસીજી પ્રાપ્ત થવા છતાં
શ્રીકૃષ્ણ ભગવાનને પૂજન કરતા નથી તે સર્વે યમરાજાના
દૂતોને વશ થઇને ઘોરરૌરવ નામના નર્કમા જાય છે. ॥ ૨૫ ॥

तस्मिन् गृहे न दारिद्रं न शोको न च पातकं ॥
न दुःखं न भयं रोगो तुलसी यत्र तिष्ठति ॥२६॥

અર્થ-જેના ઘરમા શ્રીતુલસીજી બિરાજે છે તે ઘરમા દરિદ્રતા, શોક, પાપ, દુખ, ભય, અને રોગ વિગેરે ઉપદ્રવો રહેતા નથી ॥ ૨૬ ॥

तुलसीदलसंमिश्रं नैवेद्यं चरणोदकं ॥
यः सेवते सदा भक्त्या स वैकुण्ठे वसेत् ध्रुवं ॥२७॥

અર્થ-તુલસીદલ મિશ્રિત નૈવેદ્ય તથા ચરણોદક જે હમેશા ભક્તિથી સેવન કરે છે તે નિશ્ચય વૈકુંઠ લોકમા નિવાસ કરે છે ॥ ૨૭ ॥

न विद्यते यत्र पक्षीन् तुलसी काननं शुभं ॥
तत्स्थानं म्लेच्छसदृशं वर्जनीयं सदा बुधैः ॥२८॥

અર્થ- જે સ્થાનમા હે ગરૂડ ! શુભ તુલસીજીનુ વન નથી તે સ્થાન મ્લેચ્છ તુલ્ય જાણવુ અને તે સ્થાનનો હમેશા ઉત્તમ પુરૂષોએ ત્યાગ કરવો જોઇએ ॥ ૨૮ ॥

तुलसीवनसंभूता मृत्तिका येन धार्यते ॥
सर्वतीर्थमयीं तां तु दृष्ट्वा पापैः प्रमुच्यते ॥२९॥

અર્થ-તુલસીજીના વનમા ઉત્પન્ન થયેલી મૃત્તિકા જે ધારણ કરે છે તે સર્વતીર્થરૂપ તે મૃત્તિકાના દર્શનથીજ

સર્વ પાપોથી મુક્ત થઇ જાય છે ॥ ૨૯ ॥

यत्पुण्यं च व्यतीपाते कार्तिक्यामयने तथा ॥
द्वारकायां च यत्पुण्यं चन्द्रसूर्यग्रहे तथा ॥३०॥
प्रयागे नैमिषे यच्च कुरुक्षेत्रे तथांबुधौ ॥
गंगायां यमुनायां च सिंधुसागरसंगमे ॥३१॥
यत्पुण्यं प्राप्यते दाना त्तस्मा-तु ह्यधिकं मतं ॥
प्राप्यते कोटिगुणितं तुलसी सन्निधौ ध्रुवं ॥३२॥

અર્થ–જે પુણ્ય વ્યતીપાતમા, કાર્તિકીપુનમે, ઉત્તરાયનમા, તથા દ્વારકામા તેમજ ચદ્ર સૂર્ય ગ્રહણમા, પ્રયાગમા, નૈમિષારણ્યમાં, કુરૂક્ષેત્રમા તથા સમુદ્રમા, ગગાજીમા, અને યમુનાજીમા, તેમજ સિંધુ અને સમુદ્રના સગમમા દાન આપવાથી જે પુણ્ય પ્રાપ્ત થાય છે તેથી અધિક કરોડ ઘણુ પુણ્ય તુલસીજીના સમીપમા દાન આપવાથી નિશ્ચય પ્રાપ્ત થાય છે. ॥ ૩૦–૩૧–૩૨ ॥

दशकूपसमा वापी दशवापिसमं सरः ॥
दश सरा दधिकं पक्षीन् तुलसी काननं मतं ॥३३॥

અર્થ–દસ કૂવા બરાબર એક વાવ કહેવાય છે અને દસ વાવ બરાબર એક સરોવર મનાય છે અને દસ સરોવર

કરતાં અધિક પુણ્યકારક હે ગરૂડ ! શ્રીતુલસીજીનુ વન માનેલુ છે ॥ ૩૩ ॥

**गंगा वेणि सरस्वती च यमुना, गोदावरी नर्मदा ।**
**कृष्णा भीमरथी मही च वरणा, तुंगा च भद्रा शुभा ॥**
**सावित्री सुरकन्यका च मरुता, तापी च ताम्रायणी ॥**
**होता यद्यपि पुण्यदायकमता, स्तुलसीसमाना न ताः॥३४॥**

અર્થ—શ્રીગંગાજી, વેણી, સરસ્વતી, અને યમુના, ગોદાવરી, નર્મદા, કૃષ્ણા, ભીમરથી, અને મહી, વરણા, તુંગા, તથા શુભભદ્રા, સાવિત્રી, સુરકન્યકા, અને મરૂતા, તાપી, તથા તામ્રાયણી એ સર્વે નદીયો જો કે અવશ્ય પુણ્ય આપનારીઓ માનેલીઓ છે તથાપિ તે તુલસીજીના પુણ્યની બરાબરી કરી શકે તેમ નથી અર્થાત્ તુલસીજી સર્વ તીર્થ કરતાં પણ અધિક પુણ્યપ્રદ છે ॥ ૩૪ ॥

**एतत्ते कथितं सर्वं तुलसी महात्म्यमुत्तमं ॥**
**श्रुत्वा च लभते मोक्षं लक्ष्मीं पुत्रांश्च विंदति ॥३५॥**

અર્થ—શ્રીનારદજી કહે છે કે—હે ગરૂડ ! આ સર્વ શ્રીતુલસીજીનું મહાત્મ્ય ઉત્તમ પ્રકારે મને શ્રીકૃષ્ણભગવાને કહ્યુ હતુ તે મે તમને વર્ણન કર્યું, આ મહાત્મ્ય જે શ્રવણ કરે છે તે આ લોકમાં લક્ષ્મી તથા પુત્રોને પ્રાપ્ત કરીને અંતે મોક્ષને પ્રાપ્ત થાય છે. ॥ ૩૫ ॥

इति श्रीविष्णुधर्मोत्तरे श्री तुलसी त्रिरात्रिव्रतकथाया श्री कृष्ण नारद् संवादे पण्डित हरिजीवनाङ्गज ज्येष्ठाराम शास्त्रिकृत गुर्जर भाषान्तर समेतं " तुलसीमहात्म्यनिरूपणं नाम तृतीयोध्याय. ॥

---

महाराज



प्राकट्य संवत १८४७ पौष कृष्ण ३

श्रीमद्गिरिधरं वन्दे यदुनाथकुलोद्भवम् ॥

॥ श्रीकृष्णाय नमः ॥

# श्रीमदखण्डभूमण्डलाचार्यवर्य

## श्री १०८ श्रीमद्वल्लभाचार्यवंशावतंस–

### गोस्वामिकुलकमलदिवाकराणां विद्वत्प्रवराणां

### श्री६ श्रीमद्गिरिधराचार्याणा श्री६ श्रीमदनन्ताचार्यैं सह

## संजातः शास्त्रार्थः



एकदा श्री६ श्रीमदनंताचार्याणां श्री६ श्रीमद्गिरिधराचार्यैः सहसमागमोऽभूत् ॥ तत्र तुलसीमालाधारणविचारे प्रसंगवशात् श्रीमद्गिरिधराचार्यचरणैरुक्तं-

ॐ यो वै लोकपावनीं तुलसीकाष्ठजां मालिकां कण्ठे धारयति स जीवन्मुक्तो भवति ॥ इति ऋग्वेदे

ॐ यो वै लोकपावनीं तुलसीकाष्ठजां मालिकां कण्ठे निर्धारयति स जीवन्मुक्तो भवति स लोके पावनो भवति ॥ इति सामवेदे

ॐ शंखचक्रधरो विद्वान् मालां तुलसिजां धृत॰ स जीवन्मुक्त॰ ॥ इति यजुर्वेदे

ॐ शंखचक्रधरो विद्वान् मालां तुलसिजां दधत्। स जीवन्मुक्तः॥ इति अथर्ववेदे

तुलसीकाष्ठजां मालां कण्ठस्था वहते तु य ।
अप्यशौचोऽप्यनाचारो मामेवैति न सशय ॥

धारयंति न ये माला हैतुका· पाप बुद्धय ।
नरकान्न निवर्तन्ते दग्धा कोपाग्निना मम ॥

यज्ञोपवीतवद्धार्या कण्ठे तुलसीमालिका ।
नाशौचं धारणे तस्या यत· सा ब्रह्मरूपिणी ॥

इति श्रुत्यादिषु प्रतिपादनात्, स्कांदे भगवद वाक्यात्, भगवत्प्राप्त्युपायत्व वैष्णव चिह्नत्व पुण्य जनकत्व नित्यत्वात्, अधारणे प्रत्यवायबोधनाच्च तुलसीकाष्ठमाला धारणं सर्वदा कर्तव्यमित्यस्मत्संप्रदायस्य सिद्धान्त ॥

तत· श्रीद् श्रीमद् अनन्ताचार्यचरणैरुक्त-

पूजादि समय एव तद्धारणं विहित न सर्वदा धार्या कथमितिचेत् सर्वदा तद्धारणे निषेधात् ॥ अयता तत्र प्रमाणानि-

तुलसी देवपूजाया जाप्यकाले तथैव च ।
पूजने स्मरणे चैव अन्यकाले न धारयेत् ॥

स्नानकाले यदा कंठे तुलसी दामभूषित ।
तद्वारि पतितं पादौ स पापिष्ठो नराधम· ॥

भोजने मैथुने चैव मलमूत्र विसर्जने।
तुलसी धार्यते येन विष्णुद्रोही न संशयः॥

इति वामन पुराणादौ कथित प्रमाणानि तै पठितानि॥
तच्छ्रुत्वा श्रीद श्रीमद्गिरिधराचार्यचरणैरुक्तं-

श्रीमद्भिः पठित निषेध वाक्येषु तुलसीपदमस्ति। अत सदा तुलसीपत्रमालाधारणे निषेध॥ तुलसीपत्रात्मिकामाला धारणं सर्वदा न कर्तव्यमिति। किंतु तुलसीकाष्ठ मालाधारणे न निषेध॥ तद्धारणस्य सर्वदा ह्यावश्यकत्वात् पूर्वोक्त वाक्येभ्य स्तथाहि। तत्रप्रमाणानि। नारदपंचरात्रे-

आशौचे यद्यनाचारे कालेऽकाले च सर्वदा।
तुलसीमालिका धत्ते स याति परमा गतिं॥

पाद्मे स्कांद च-

स्नानकाले तु यस्यागे दृश्यते तुलसी शुभा।
गंगादिसर्वतीर्थेषु स्नातं तेन न संशय॥

तुलसीमालिकां धृत्वा यो भुंक्ते गिरिनन्दिनि।
सिक्थे सिक्थे स लभते वाजपेयफल शुभम्॥

बहुना किमिहोक्तेन शृणु त्वं वरवर्णिनि।
विडुत्सर्गादिकाले च न त्याज्या कंठमालिका॥

अंतकालेऽपि यस्यांगं तुलसीमालिका स्पृशेत् ।
तस्य देहोद्भवं पापं तत्क्षणादेव नश्यति ॥

यत्कंठे तुलसी नास्ति ते नरा मूढमानसाः ।
अन्नं विष्टा जलं मूत्रं पीयूषं रुधिरं भवेत् ॥

ततः सर्वेषु कालेषु धार्या तुलसीमालिका ।
क्षणार्धं तद्विहीनोपि विष्णुद्रोही भवेन्नरः ॥

काशीखंडे एकोनविंशाध्याये-

हरिनामाक्षर मुखं भाले गोपीमृदांकितं ।
तुलसीमालिकोरस्कं न स्पृशेयु र्यमोद्भटाः ॥

इति तद्धारणस्य सर्वकालेऽप्यत्यावश्यकत्वात् यज्ञोपवीतवन्नित्यत्वबोधनात् क्षणार्धमपित्यागे भगवद्द्रोह प्रसंगात् देहस्यक्षणभंगुरत्वादुचितं चैतत् सर्वदा धारण मिति राद्धांतः क्रियते ॥

इति श्रुत्वा श्रीमद् अनन्ताचार्यचरणा प्रसन्नमना सन्तुचुः- तुलसीकाष्ठमालाधारणं श्रुतिस्मृति प्रतिपादितं। तद्धारणं सर्वदा कर्तव्यमित्यधुनैव मया ज्ञातं ॥ अतएव तद्धारणं सर्वदाऽऽवश्यक मिति निश्चीयते ॥ अल मिति पल्लवितेन ॥



શ્રી કૃષ્ણાય નમ

શ્રીમદ્ અખંડભૂમડલાચાર્યવર્ય

શ્રી ૧૦૮ શ્રીમદ્વલ્લભાચાર્ય વંશાવતંસ

ગોસ્વામિકુલકમલદિવાકર વિદ્વત્પ્રવર

# શ્રી૬ શ્રીમદ્ ગિરિધરાચાર્યજી મહારાજ

નો

# શ્રી૬ શ્રીમદ્ અનંતાચાર્યજી

સાથે થયેલો

# શાસ્ત્રાર્થ

એક સમયે શ્રી૬ **શ્રીમદ્ અનંતાચાર્યજીનો** શ્રી૬ **શ્રીમદ્ ગિરિધરાચાર્યજી** મહારાજની સાથે સમાગમ થયો, તેમા **તુલસીમાલા** (કંઠી) ધારણ સબધી ચર્ચા થતા પ્રસગ વશાત્ શ્રી૬ **શ્રીમદ્ ગિરિધરાચાર્યજી મહારાજે કહ્યું કે-**

જે નિશ્ચય લોકને પવિત્ર કરનારી **તુલસીકાષ્ઠની બનેલી** કંઠીને કંઠમા ધારણ કરે છે, તે જીવન્મુક્ત થાય છે

એમ ઋગ્વેદમા કહેલુ છે

જે નિશ્ચય પૂર્વક લોકમા પવિત્ર કરનારી **તુલસીકાષ્ઠની કંઠીને** કંઠમાં નિરંતર ધારણ કરે છે, તે જીવન્મુક્ત થાય છે તે લોકમાં પવિત્ર કરનાર થાય છે

એમ **સામવેદ**મા નિરૂપણ કર્યું છે

જે વિદ્વાન્ મનુષ્ય શંખ ચક્ર વિગેરે મુદ્રાઓને ધારણ કરીને તુલસીથી બનેલી માલાને ધારણ કરે છે, તે જીવન્મુક્ત છે

એમ **યજુર્વેદ**મા વર્ણન કરેલુ છે

જે જ્ઞાની મનુષ્ય શંખ ચક્ર વિગેરે મુદ્રાઓને ધારણ કરતો તુલસીથી બનેલી માલાને ધારણ કરે છે, તે જીવન્મુક્ત થાય છે

એમ **અથર્વવેદ**મા કહેલુ છે ॥

સ્કંદ પુરાણમા ભગવાન્ કહે છે કે—

જે મનુષ્ય તુલસીકાષ્ઠથી બનેલી કંઠીને કંઠમા ધારણ કરીને વહન કરે છે, તે તો અપવિત્ર હોય અથવા તો આચાર રહિત હોય તોપણ મનેજ પ્રાપ્ત થાય છે એમા સંદેહ નથી

હેતુવાદને આશ્રય કરનારાઓ, પાપ બુદ્ધિવાળાઓ, જે મનુષ્યો તુલસીકાષ્ઠની કંઠીને કંઠમા ધારણ કરતા નથી તેઓ મારા કોપ રૂપ અગ્નિથી બળી જઇને નરકમા જાય છે ત્યાંથી પાછા ફરી શકતા નથી

કંઠમા તુલસીકાષ્ઠની કંઠી જનોઈની માફક ધારણ કરવી

જોઈએ, અર્થાત્ જેમ જનોઈ વિના મરણ પર્યંત બ્રાહ્મણ પુત્ર રહી શકતો નથી અને જનોઈને જીવીત પર્યંત સર્વ કાલમા ધારણ કરે છે, તેમજ કંઠમા તુલસીકાષ્ઠની કંઠીને ધારણ કરવીજ જોઈએ તેને ધારણ કરવામા અપવિત્રતા પ્રાપ્ત થતી નથી, કારણકે તે બ્રહ્મસ્વરૂપિણી છે ॥

એ પ્રકારે **ચારે વેદ વિગેરે શાસ્ત્રોમાં તુલસીકાષ્ઠ માલા (કંઠી)** નુ પ્રતિ પાદન કરેલુ **હોવાથી** સ્કંદપુરાણમા ભગવદ્ વાકય હોવાથી, ભગવત્પ્રાપ્તિનો ઉપાય તેમજ વૈષ્ણવોનુ ચિહ્ન હોવાથી પુણ્યકૃત અને નિત્ય હોવાથી, ધારણ નહિં કરવાથી શાસ્ત્રોમા દોષ જણાવેલો હોવાથી **તુલસીકાષ્ઠમાલા ધારણ હંમેશાં કરવીજ જોઇએ એવો** અમારા સંપ્રદાયનો **સિદ્ધાંત** છે ॥ ત્યારપછી શ્રી૬ **શ્રીમદ્ અનંતાચાર્યજી મહારાજે કહ્યું કે—**

પૂજાદિ સમયમાજ તુલસીકાષ્ઠમાલાનુ ધારણ શાસ્ત્રોમા કહેલુ છે, પરંતુ સર્વ સમયમા ધારણ કરવાનુ કહેલુ નથી કેમકે સર્વ સમયમા ધારણ કરવાનો નિષેધ છે. ॥ પ્રમાણો શ્રવણ કરો–

તુલસીમાલા દેવપૂજા સમયે તેમજ જપ સમયે અને પૂજનમા તથા ભગવત્સ્મરણ સમયમાજ ધારણ કરવી, અન્ય સમયે ધારણ નહિ કરવી જોઇએ

જો સ્નાન સમયે કંઠમા તુલસીમાલાથી શોભીત હોય, અને તે માલાનુ જલ પગમા પડે છે તો તે અધમ મનુષ્ય પાપીષ્ઠ જાણવો

ભોજનમા, ગૃહસ્થાશ્રમ પ્રસગે, અને મલમૂત્ર ત્યાગ સમયે જે તુલસીમાલા ધારણ કરે છે, તે વિષ્ણુભગવાનનો દ્રોહી થાય છે એમા સંદેહ નથી ॥

એ પ્રકારે વામન પુરાણ વિગેરેમા કહેલા પ્રમાણો તેમણે કહ્યા તે સાભળીને શ્રી૬ **શ્રીમદ્ ગિરિધરાચાર્યજી મહારાજે કહ્યું કે—**

આપે કહેલા નિષેધ વાકયોમા " **તુલસી** " પદ છે એટલા માટે સર્વ સમયે ભગવત્પ્રસાદી તુલસીપત્રની માલા ધારણ કરવાનો નિષેધ છે તુલસીપત્રમાલા ધારણ સર્વ સમયમા નહિ કરવી જોઇએ કિંતુ સર્વ સમયે તુલસીકાષ્ઠમાલા (કંઠી) ધારણ કરવાનો નિષેધ નથી તુલસીકાષ્ઠમાલા ધારણ સર્વ સમયમા પૂર્વોકત વાકયોથી આવશ્યક છે તે વિષે પ્રમાણો—

નારદ પંચરાત્રમા કહ્યુ છે કે—

સૂતકાદિ અપવિત્ર સમયે, આચાર રહીત એટલે અપવિત્ર સમયમાં, સમય અને સમય વિના હમેશા તુલસીમાલાને જે ધારણ કરે છે તે ઉત્તમગતિને પ્રાપ્ત થાય છે.

પદ્મપુરાણમા તેમજ સ્કંદપુરાણમા કહ્યુ છે કે—

સ્નાન સમયે જેના અંગે શુભ તુલસીજી ( કંઠી ) જણાય છે, તેને સર્વ તીર્થમાં સ્નાન કર્યાનું પુણ્ય પ્રાપ્ત થાય છે, તેમાં સંદેહ નથી. શ્રી મહાદેવજી પાર્વતીજી પ્રત્યે કહે છે કે—

હે પર્વત ( હિમાલય ) પુત્રી ! જે તુલસીમાલા (કંઠી) ને ધારણ કરીને ભોજન કરે છે તે ગ્રાસે ગ્રાસે શુભ વાજપેય યજ્ઞના ફલને પ્રાપ્ત કરે છે.

હે સુંદરવર્ણવાળી ! વિશેષ અહિંયાં કહેવાથી શું પ્રયોજન છે ? સાંભળ ? મલત્યાગાદિ સમયમાં પણ કંઠીનો ત્યાગ નહિં જ કરવો જોઇએ.

અંત સમયે પણ જેના અંગને તુલસીજીની માલા (કંઠી) સ્પર્શ કરે છે તો તેના દેહથી ઉત્પન્ન થયેલું પાપ તત્કાલજ નાશ પામે છે.

જેના કંઠમાં તુલસીની કંઠી નથી તે મનુષ્યો મૂઢમનવાળા જાણવા, અને તુલસીની કંઠી ધારણ કર્યા શિવાય જો અન્ન ભોજન કરે તો તે અન્ન વિષ્ટા સમાન અને જલ ગ્રહણ કરે તો તે જલ મૂત્ર સમાન અને અમૃત હોય તો પણ તે રૂધિર સમાન જાણવું.

તેટલા માટે સર્વ સમયમાં તુલસીમાલા (કંઠી) ધારણ કરવી જોઇએ, અર્ધ ક્ષણ પણ કંઠી વિના રહે તો તે મનુષ્ય

વિષ્ણુભગવાનનો દ્રોહી થાય છે

કાશીખડના ઓગણીસમા અધ્યાયમા કહ્યુ છે કે–

જેના મુખમા શ્રીહરિનુ નામ છે, લલાટમા ગોપીચદન ધારણ કરેલુ છે, અને કઠમા તુલસીજીની કડી છે, તેને યમરાજાના દૂતો સ્પર્શ કરી શકતા નથી

એ પ્રકારે તુલસીમાલા-ધારણ સર્વ સમયમા પણ અતિ આવશ્યક હોવાથી, જનોઇની માફક નિત્ય ધારણ શાસ્ત્રમા કહેલી હોવાથી, અડધો ક્ષણ પણ ત્યાગ કરવામા ભગવત્ દ્રોહ થતો હોવાથી, તેમજ આ મનુષ્યદેહ ક્ષણભગુર હોવાથી, **તુલસીકાષ્ઠમાલા (કંઠી) સર્વ સમયમાં ધારણ કરવી યોગ્ય છે એમ સિદ્ધાંત કરવામાં આવે છે.॥**

એ પ્રકારે શ્રવણ કરીને શ્રી૬ **શ્રીમદ્ અનંતાચાર્યજી** **મહારાજ** પ્રસન્ન મનવાળા થઇને **કહેવા લાગ્યા કે–**

**તુલસીકાષ્ઠમાલાધારણ વેદાદિશાસ્ત્રોમાં પ્રતિપાદન કરેલુ છે.** પરતુ તુલસીકાષ્ઠમાલા સર્વ સમયમા ધારણ કરવીજ જોઇએ એમ હાલમાજ અમોએ જાણ્યું, એટલા માટે તુલસીકાષ્ઠમાલા ધારણ હમેશાં આવશ્યક છે **એમ નિશ્ચય સિદ્ધાંત થાય છે.** ॥ એટલાજ વિસ્તારથી અલ.



श्रीमद्गोस्वामि श्री ६ श्रीगोकुलनाथाचार्यजी महाराज



जृंहांगिराद्रक्षिना माला ह्यधर्माद्रक्षिताजना ॥
चिद्रूपाद्रक्षितोधर्मो पातु व पार्वतीपति. ॥१॥
प्राकट्य सं० १६०८ मार्गशीर्ष शु० ७ भृगु ॥

શ્રીકૃષ્ણાયનમઃ.

# ધર્મધુરંધર ગોસ્વામિવર્ય

શ્રી ૧૦૮ શ્રીમદ્

# ગોકુળનાથાચાર્યજી મહારાજ

અને

# ચિદ્રૂપ સંન્યાસી

વચ્ચે થયેલો માલાતિલક સંબંધી

# શાસ્ત્રાર્થ


—પ્રકાશક—

ઉમરેઠનિવાસી

શાસ્ત્રી જ્યેષ્ઠારામ હરિજીવન જોશી

" શ્રીશુદ્ધાદ્વૈતભૂષણ "

## પ્રસ્તાવના

સોનગઢ વ્યારાના કવિ ગોપાલદાસે રચેલો 'માલાપ્રસંગ' નામનો ગ્રંથ ઘણો મોટો છે.

વૈષ્ણવો **તુલસીની માલા (કંઠી)** હાલ પહેરે છે, તે ઉતરાવવા એક ચિદ્રૂપ નામના સન્યાસીએ જહાંગીર બાદશાહ દ્વારા જે ફોકટ યત્ન કર્યો હતો, તેનો સંક્ષિપ્ત હેવાલ. વૈષ્ણવ સંપ્રદાય ઉપર કેવા પ્રકારના હુમલા થયા હતા તે જણાવવા, આ ગ્રંથ સાર રૂપે પ્રથમ સંવત ૧૯૬૪ માં લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસ પારેખે તથા સંવત ૧૯૬૯ માં હરિદાસે ઝવેરદાસે પ્રકટ કર્યો હતો, પરંતુ તે હાલમાં દુષ્પ્રાપ્ય છે. તેમજ સંવત ૧૯૭૮ મા શ્રીયુત લલ્લુભાઇ છગનલાલે ફરીથી તે ગ્રંથ શ્રી ગોકુલેશજીના જીવનચરિત્રમા છપાવ્યો છે પરંતુ તેનુ ન્યોછાવર રૂ. ૪) હોવાથી સામાન્ય સ્થિતિના વૈષ્ણવો તેનો લાભ લઈ શકે તેમ નથી તેથી તેમજ અમારા **'તુલસી કાષ્ઠ માલા વિજય પતાકા'** ને સંબંધ ધરાવતો આ ગ્રંથ હોવાથી સર્વે વૈષ્ણવોના લાભને માટે સુધારા વધારા સાથે અત્રે આ ગ્રંથ પુનઃ છપાવેલો છે.

ઉમરેઠ. શ્રીકૃષ્ણભવન. તા. ૧૯-૭-૧૯૨૪

**શાસ્ત્રી જ્યેષ્ઠારામ હરિજીવન જોશી.**

॥ શ્રી કૃષ્ણાય નમઃ ॥

# માલાપ્રસંગ સાર

## માંગલ્ય ૧ લું.

## ચિદ્રૂપની શિખવણીથી જહાંગીર બાદશાહે કરેલો માલા ઉતારવાનો હુકમ

ગુજરાતમાં બહિયલ પ્રગણામાં હિલોલ-વાસણા નામનું ગામ છે. ત્યાંના એક મોઢ બ્રાહ્મણે સન્યસ્ત દીક્ષા ધારણ કરી ઉજ્જનમાં જઇ શહેરથી બહાર ક્ષિપ્રા નદીને કિનારે ભર્તૃહરિની ગુફામાં પોતાનો નિવાસ કર્યો હતો, અને ચિદ્રૂપ એવું નામ ધારણ કર્યું હતુ આ ચિદ્રૂપ પૂર્વે સ્માર્ત સંપ્રદાયી શૈવ ચિહ્નધારી હોવાથી અસલથી ભગવદ્ ભક્ત વૈષ્ણવોનો દ્વેષી હતો અને તેથી સન્યાસી બન્યા પછીથી પણ તેણે વિના કારણે માલા અને તિલક સંબંધી કલેશ ઉપજાવ્યો હતો.

### ગોપાલ પંડયા અને મચિયો વ્યાસ

એક સમયે શ્રીગોકુળનાથજીના શિષ્ય ગોપાલ પંડયા અને મચિયો વ્યાસ એબને બ્રાહ્મણ વૈષ્ણવ કઇ કારણસર પોતાના વતન વિસનગરથી ઉજ્જન ગયા હતા, ત્યાં દૈવયોગે ચિદ્રૂપે તેમને

જોયા, અને તેમના કંઠમા તુલસીકાષ્ઠની માલા (કંડી) તથા કપાળમા ઉર્ધ્વપુંડ્રતિલક જોઇને તેણે સાહંકારથી મચિયા વ્યાસને પૂછ્યુ કે–તે બ્રાહ્મણ થઈને તુલસીની કંડી કેમ પહેરી છે? શુદ્ધ બ્રાહ્મણ તો કંઠી પહેરે નહિ, તેથી મને લાગે છે કે તુ શુદ્ધ બ્રાહ્મણ નથી પણ ગરોડા જેવો જણાય છે આ પ્રકારે ભગવદ્ ધર્મનો દ્રોહી ચિદ્રૂપને જાણીને મચિયા વ્યાસે કહ્યુ કે–માલા તિલકની નિંદા કરનાર તુ કોઇ ચાંડાલ જણાય છે કેમકે સન્યાસીને તો **અથર્વવેદ**ના વાસુદેવો પનિષદ્મા—

**यति स्तर्जन्या शीरो ललाटे हृदयेषु प्रणवेन धारयेत् ॥**

બ્રહ્મચારી, ગૃહસ્થાશ્રમી, વાનપ્રસ્થાશ્રમી ત્રણેને ઉર્ધ્વપુંડ્ર ધારણ કરવાનો વિધિ બતાવીને કહે છે કે–" **સન્યાસીએ તર્જની** આગળીથી મસ્તક, લલાટ, હૃદયમા, પ્રણવ મંત્રથી ઉર્ધ્વપુંડ્ર **તિલક ધારણ કરવું જોઇએ.**"

**तैतरीय संहिता काण्ड २ प्र० २ अनु० १० मा** કહ્યુ છે કે–

**"यद्वैकिंच मनुरवदत्तद्भेषजं"**

જે મનુએ કહ્યુ છે તે પ્રમાણ ઔષધરૂપ છે

વૃદ્ધ મનુસ્મૃતિમા કહ્યુ છે કે—

**ऊर्ध्वपुंड्रं मृदाधार्यं यतिनां च विशेषतः**

**भस्म चंदन गंधादीन् वर्जयेद्यावदायुषं ॥**

મૃત્તિકા (ગોપીચંદનાદિ) એ કરીને ઉર્ધ્વપુંડ્ર ધારણ

કરવુ તેમાં સન્યાસીઓએ તો વિશેષ કરીને ઉર્ધ્વપુંડ્રજ ધારણ કરવું જોઇએ, અને ભસ્મ, ચંદન, ગંધાદિકનો જીવતાં સુધી ત્યાગ કરવો.

અથર્વણ વેદના ગોપીચંદનોપનિષત્‌માં કહ્યું છે કે—

**गोपीचन्दन पङ्केन ललाटं यस्तु लेपयेत् ।**

**एक दंडी त्रिदंडी वा स वै मोक्षं समश्नुते ॥**

એકદંડી અથવા ત્રિદંડી ગમે તે સન્યાસી હોય પરંતુ જે ગોપીચંદને કરીને લલાટ પ્રત્યે લેપ અર્થાત્ ઉર્ધ્વપુંડ્ર-ધારણ કરે છે તેજ મોક્ષને પ્રાપ્ત થાય છે.

ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિના પ્રમાણોથી ઉભું તિલકજ સન્યાસીને તો વિહિત છે. તથાપિ તેનુ ઉલ્લંઘન કરી ભગવચ્ચરણાર વિંદથી વિમુખ રહેનારને શ્રીમદ્ ભાગવત સ્કંધ ૭ અ ૯ શ્લો. ૧૦ મા કહ્યુ છે કે—

**विप्राद्द्विषड् गुणयुतात् अरविन्दनाभः ।**

**पादारविन्द विमुखात् श्वपचं वरिष्ठम् ॥**

શાસ્ત્રમા કહેલા બાર ધર્મ સહિત જો બ્રાહ્મણ હોય, પરંતુ તે ભગવાનના ચરણારવિન્દથી વિમુખ હોય તો તેના કરતા જો ચાંડાલ ભગવાનને ભજતો હોય તો તે શ્રેષ્ઠ છે. અતએવ તું સન્યાસી છે તથાપિ ભગવત્ ચિહ્ન માલા તિલકની નિંદા કરે છે તેથી તારા કરતાં ભગવદ્ ભક્ત ચાંડાલ ઉત્તમ

છે. ઉપર પ્રમાણે સપ્રમાણ અને તિરસ્કાર યુક્ત મચિયા વ્યાસનો જવાબ સાંભળી ચિદ્દરૂપ કઇ જવાબ આપી શકયો નહિ કિંતુ વૈષ્ણવો પ્રત્યેનો તેનો રોષ વધ્યો અને કહ્યુ કે- જો હુ તારા જેવાઓની માલા ઉતરાવુ નહિ તો મારૂ નામ ચિદ્દરૂપ નહિ

## બાદશાહ સાથે ચિદ્દરૂપની મુલાકાત અને તેણે બતાવેલો ચમત્કાર

આ હકીકત સવત ૧૬૭૪ ( ઇ સ. ૧૬૧૮ ) માં બની. એવામા દિલ્હીનો મોગલ જહાગીર બાદશાહ આગ્રેથી ગુજરાત જતો હતો, દાહોદ અને ઝાલોદના વનમા હાથીનો શિકાર કરવાની ઇચ્છાથી બાદશાહે પોતાની સાથે કેટલાક મેવાડી રજપુતો રાખ્યા હતા ચિદ્દરૂપ આસુરી મત્રબળથી તે રજપૂતોનુ કેટલુક કામ કરતો તેથી તેમણે ચિદ્દરૂપની માગણી પરથી બાદશાહની સ્વારી ઉજ્જેન તરફ વળી ત્યારે તેને કહ્યુ કે-ઉજ્જેનમા એક ગુફામાં એક પરાક્રમી સાધુ રહે છે તે ભારે ચમત્કાર કરી બતાવે છે અને તે મહત ખરેખર મળવા લાયક છે આ સાંભળી બાદશાહે ઉજ્જેનમાં મુકામ કર્યો, અને પોતાના સિપાઇઓ સાથે તે મહતની ગુફામાં ગયો, બાદશાહને જોઇ સન્યાસીએ ઉભા થઇ સારી રીતે આદર સત્કાર કર્યો અને કેટલીક વાતચીત કરતાં બાદશાહે કાંઇક ચમત્કાર દેખાડવાનું કહ્યું. તે પરથી

સંન્યાસીએ આસુર મંત્રના બળથી તે ગુફામાં એટલો બધો પ્રકાશ દેખાડયો કે, બાદશાહ અને તેના માણુસોની આંખોમા ઝળઝળીઆં આવ્યાં, આ જોઇ બાદશાહ ઘણો ખુશી થયો, અને કહ્યું કે– બાવાજી ? કાંઇ માગો. જે માગશો તે હું તમને આપીશ ત્યારે તેણે કહ્યું કે–

હું ઇશ્વરના ધ્યાનમા અનુરક્ત છુ. મારે કાંઇ જોઇતુ નથી, કારણ કે હું તો વિરક્ત અને સંન્યાસી છું. મને કોઇ પણ જાતનો સંસારી સ્વાર્થ નથી. પણ એક ધર્મની વાત છે જે તમે કરો તોજ બની શકે તેમ છે. ત્યારે બાદશાહે કહ્યુ કે તમે જે કહેશો તે હુ કરીશ, સંન્યાસીએ કહ્યું કે– સત્યવચન આપો તો કહું, ત્યારે જહાગીર બાદશાહે વચન આપ્યું.

## ચિદ્રૂપની માગણી અને જહાંગીર બાદશાહનો માળા ઉતારવાનો હુકમ

પછી તે કપટી, કુટીલ, અને ધર્મદ્રોહી ચિદ્રૂપે કહ્યું કે– અહિઆં સર્વ લોકો તુલસીની માલા પહેરે છે, અને ભગવાનની મૂર્તિની સેવા કરે છે, તે કરવાનો શાસ્ત્રમાં બ્રાહ્મણને નિષેધ છે. બ્રાહ્મણનો ધર્મ એ છે કે પંચાયતન પૂજા કરવી, ત્રિપુંડ્રતિલક કરવું, અને રૂદ્રાક્ષની માળા પહેરવી. એ શાસ્ત્રમાં બ્રાહ્મણને માટે કહ્યુ છે, તે તેઓ કરતા નથી એ મોટો અધર્મ છે અને તે અધર્મવડે વરસાદ વરસતો નથી. તેથી

પ્રજા દુઃખ પામે છે. અને તે સર્વ પાપ બાદશાહને લાગે છે, તેથી બાદશાહનુ અનીષ્ટ થાય છે માટે માલા, તિલક અને મૂર્તિની સેવાનો ત્યાગ કરાવી ધર્મ પ્રવર્તાવવો એ મારી માગણી પ્રજાના અને આપના સુખને માટે છે એ પ્રકારે નિરપેક્ષપણાનુ બોલવુ બાદશાહે કબુલ રાખી હુકમ કર્યો કે– "મારા રાજ્યમાં રહેવુ હોય તેઓએ ઉભું તિલક ન કરવું, તુલસીની માલા ન પહેરવી, અને મૂર્તિની સેવા ન કરવી, માલા તિલક સર્વેએ ઉતારવાં." જહાંગીરના આ હુકમની વાત સર્વ રાજ્યમા ફેલાઇ ગઇ અને અસફખાન નામના મંત્રીએ આ હુકમની ખબર શ્રી ગોકુલનાથજીને પણ લખી જણાંવી.

**માલા ઉતરાવવા ચિદ્રૂપનો ઉજ્જેનમાં ત્રાસ, દેવાભાઇની કસોટી, પ્રભુએ કરેલી દેવાભાઇની રક્ષા.**

મૂળ તો જીવ અસુર અને તેમા જહાંગીર જેવા દેશાધિપતિએ માન આપ્યુ, તેથી "કારેલી જેમ લીંબડે ચઢે," અને "મર્કટ જેમ મદિરાપાન કરે" તેમ ઉન્મત્ત થઈ ચિદ્રૂપે ઉજ્જેનમા ઘણા લોકોને ત્રાસ આપી માલા ઉતરાવી, પરંતુ તે ગામમા **ત્રિકમભટ્ટ** ઓદિચ્ય બ્રાહ્મણ તથા **દેવાભાઇ** સરાણીઆ એ બન્ને ખરા વૈષ્ણવ હતા તેમણે માલા ઉતારી નહિ તે દેવાભાઇ હમેશાં ગુફા આગળથી જતા આવતા પરંતુ સંન્યાસીને ભગવદ્ દ્રોહી જાણી નમતા નહિ તેથી

સંન્યાસીએ એક સમયે દેવાભાઈને પૂછયુ કે- તુ કોનો સેવક છે ? ત્યારે દેવાભાઈએ કહ્યુ કે હુ શ્રી ગુસાંઇજીનો સેવક છુ તે સાભળી સંન્યાસીએ ક્રોધાવેશમાં ભરાઈ કહ્યુ કે- અલ્યા માળા ઉતાર ? ત્યારે દેવાભાઈએ કહ્યું કે- ઉતારવા સારૂ મે માળા પહેરી નથી ત્યારે તે ગામનો હાકેમ મહમદ તકી કરીને મુસલમાન હતો, તેને ચિઢરૂપે કહ્યું કે બાદશાહના હુકમ પ્રમાણે તુ ગામના લોકોની માળા ઉતરાવતો નથી માટે બાદશાહ પૂછશે ત્યારે શું જવાબ દઇશ ત્યારે હાકેમે દેવાભાઈને તેડાવ્યો અને હુકમ કર્યો કે માલા ઉતાર ? ત્યારે તેણે હાકેમની તે વાતમાની નહિ તેથી હાકેમે ગુસ્સાથી હુકમ કર્યો કે એને હાથીના પગ નીચે નાંખો, ત્યારે દેવાભાઇ બોલ્યા કે- વાર ન લગાડો, પછી હાથીને તેડાવ્યો, તેને ત્રણ વખત અંકુશ મારીને મહાવતે દેવાભાઈ ઉપર ચલાવ્યો પણ હાથી તેમની પાસે પણ ગયો નહિ. આથી મહમદ તકીનો ક્રોધ વધ્યો અને તેણે પોતાના મહાવતને એકદમ બીજો હાથી લાવવા હુકમ કર્યો. જોતજોતામા ત્યાં એક બીજો મદગળતો હાથી લાવવામાં આવ્યો, આવા મદગળતા માતંગ પાસે પ્રાણ બચવાની કોણ આશા રાખી શકે ? પણ જેને "**પ્રભુ રાખે તેને કોણ ચાખે ?**" તે પરમકૃપાળુ પર પૂર્ણ ભરોંસો રાખનાર કોણ નિષ્ફળ થયુ છે ? ખરેખર આવો પૂર્ણ વિશ્વાસ રાખવો એજ કઠિણ છે, આપણે બોઇ શું તો દઢ વિશ્વાસ

પ્રભુ પર રાખનાર પરમભક્ત પ્રલ્હાદ, નૃસિંહ, મીરાં, અને દ્રૌપદી ઉપર પડેલી અસહ્ય આપત્તિઓ શુ આપણા હૃદયને સતપ્ત કરતી નથી? અરેરે દુષ્ટ દુર્યોધનની પ્રેરણાથી દુશાસને ભર સભામા દ્રૌપદીનુ કરેલુ કેશાકર્ષણ (ચોટલો ખેચવો) શુ આપણા નેત્રમા અશ્રુબિંદુઓ લાવતુ નથી? પરંતુ પ્રભુ ભક્તનુ દુખ કદાપિ સહન કરી શકતા જ નથી. મહાવતને મહમદતકીનો હુકમ મળતા જ તેણે મદોન્મત્ત હાથીના કુભસ્થળમાં જોરથી અકુશ માર્યો, પરતુ નિશ્ચિત અને નિર્ભયતાથી ઉભા રહેલા તે દેવાભાઇને જોઇને હાથી એકદમ ચીસ પાડી નાઠો, ભક્તવત્સલ ભગવાને પોતાની ભક્તાધીનતા દર્શાવી "अहं भक्त पराधीन" હુ ભક્તને આધીન છુ એ નિજ વચનામૃત સત્ય કરી દેવાભાઈનુ રક્ષણ કર્યું. અને હાથીના નાસવાથી આસપાસ ઉભા-રહેલા ઘણા લોકો ચગદાઈ ગયા. તે જોઇને હાકેમ ઘણો ગભરાયો અને જાણ્યુ કે આ પુરૂષ સ્વધર્મથી સાચો છે માટે એને છેડવાથી આપણો બગાડ થશે, કારણ કે એની માલાનો રક્ષક પરમેશ્વર જ છે તેથી એ માળા ઉતારશે નહીં. અને જો તે વિષે બાદશાહ મને પૂછશે તો હુ તેનો જવાબ આપીશ એવુ કહી તેણે ચિદ્રૂપને ભગવદ્ભક્તોને નાહક સતાવવા માટે ગાળો દીધી. અને દેવાભાઇના ઉપર પ્રસન્ન થઇ તેમનો આદરસત્કાર કરી એક સાલ અને પાઘડી પોશાકમાં ઇનામ

તરીકે આપ્યાં અને વિદાય કર્યા. આ પ્રમાણે પ્રભુએ ભકતની રક્ષા કરી સૂચવ્યું કે– **ધર્મની ટેક રાખનારની હું સદા સર્વદા રક્ષા કરૂ છું.** તે દ્વારા માર્ગનો પ્રભાવ પ્રકટ કર્યો. તોપણ તે દુષ્ટ સન્યાસી સમજ્યો નહીં અને પોતાની કુટિલતા ચાલુ રાખી

## બ્રાહ્મણોની ચિદ્રૂપને ફરિયાદ, અને ત્રિકમભાઇ ભટ્ટ

વૈષ્ણવોની યજમાન વૃત્તિથી નિર્વાહ કરનારા કેટલાએક બ્રાહ્મણોએ ચિદ્રૂપને જઇને ફરિયાદદ્વારા ઉશ્કેરણી કરી અને કહ્યુ કે આ વૈષ્ણવો જપ જપાદિક, વ્રતોદ્યાપનાદિક અમારી પાસે કરાવતા નથી, તેમજ શિવરાત્રિ, નવરાત્રિ વિગેરે વ્રતો કરતા નથી, વાર પર્વને માનતા નથી, માટે અમારા છોકરા જીવતા રહે અને ઉદ્યોગ ચાલે તેમ કરો, એ પ્રકારે કહી ઉશ્કેરણી કરી. તેવામાં એક એવો બનાવ બન્યો કે શ્રીહરરાયજી મહારાજના સેવક ભટ્ટ ત્રિકમભાઇએ શરદ પૂર્ણિમાના ઉત્સવ નિમિત્તે સેવ્ય પ્રભુને શિપ્રા નદીપર પધરાવ્યા. અને ત્યાં પોતાના સમાજ સહિત ભજન કીર્તન કર્યા. તેમાં ચિદ્રૂપની આજ્ઞાજ થઇ હતી. આથી બહુ ચીડાયો અને તેથી તેણે ત્રિકમભાઇને બોલાવી કહ્યું કે આવુ શા માટે કરે છે ત્યારે ત્રિકમભાઇએ કહ્યું કે–હું મારા પ્રભુની સેવા કરૂં છું તેમાં

તારે શા માટે બોલવુ જોઇએ. એ પ્રકારે નીડર ઉત્તર સાભળી સન્યાસી ગુસ્સે થયો અને કહ્યુ કે-" હુ જો તારી માલા અને તુ જેના બળથી માલા પહેરે છે તેની પણ માલા તત્કાલ ન ઉતરાવુ તો યાદ રાખજે ?" એમ કહી ત્રિકમ ભટ્ટને રાજદ્વારમા બોલાવી ઘણું દુ ખ દેવા માડયુ અને ત્રાસ આપવો શરૂ કર્યો, જેથી ત્રિકમભટ્ટ ગામ મૂકીને નાસી ગયા તે પાછા આવ્યાજ નહીં આ સર્વ સમાચાર વૈષ્ણવોએ ગોકુળ શ્રીમદ્ ગોકુલનાથજીને લખી મોકલ્યા, ત્યારે તેઓ શ્રીએ આજ્ઞા કરી કે સન્યાસી ઝખ મારે છે

## જહાંગીર બાદશાહની શ્રીમદ્ ગોકુલનાથજી સાથે મુલાકાત

તે પછી સવત ૧૬૭૫ ના ફાગણ માસમાં જહાગીર ગુજરાતથી આગ્રે આવ્યો, જહાંગીરનો પિતા મહાન્ અકબર શ્રીગોકુલનાથજીના પિતા **શ્રીમદ્ વિઠ્ઠલનાથજી** ( શ્રીગુસાઇજી ) ની સાથે સારો સંબધ રાખતો હતો તેણે શ્રીગુસાઇજીને **શ્રીગોકુલ ગામ ત્રાંબાપત્રે લખી ભેટ કરી આપ્યું હતું.** અને તેથી હજુપણ શ્રીગુસાઇજીના વંશજ શ્રીગોકુલની પેહાશ વસુલ કરે છે. બાદશાહ જ્યારે આગ્રે આવતા ત્યારે શ્રીગુસાંઇજી તેમને આશીર્વાદ આપવા પધારતા, તેમ કોઇ કોઇ સમયે બાદશાહ પણ શ્રીગુસાંઇજીને મળવા

સારૂ ગોકુલ આવતા, આ શ્રી ગુસાંઇજીની મર્યાદા મુજબ જહાંગીરનો મુકામ સીકરી આવ્યો ત્યારે શ્રીગોકુલનાથજી આશીર્વાદ આપવા પધાર્યા તે સમયે મહારાજ શ્રીનુ વર્તન જોઇ બાદશાહના મનમા સંન્યાસીને આપેલા વચન માટે સંકોચ થયો, કેમકે તે ધર્મને જાણનાર હતો તેથી જાણ્યુ કે એમા કઇ અધર્મ નથી તથાપિ વચનને વશ થઇ શ્રી ગોકુલનાથજીને કહ્યુ કે મારે આપ શ્રીને એકાંતમા કાંઇ વાત કરવાની છે. બાદશાહ નો આશય સમજી કહ્યુ કે આપની નજરમાં આવે ત્યારે વાત સાંભળવા તૈયાર છું. એ મુજબ કહી રજા માગી આશીર્વાદ આપી ગોકુલ પધાર્યા.

## બાદશાહનું કાશ્મીરનું પ્રયાણ, ચિદ્રૂપની મુલાકાત, અને ચિદ્રૂપનો બોધ

ત્યાંથી બાદશાહ આગ્રે જઇ થોડા દીવસ રહ્યો, બાદ તેણે કાશ્મીર તરફ જવાનો વિચાર કર્યો. ચિદ્રૂપને આ વાતની ખબર પડતાં તેણે વિચાર કર્યો કે બાદશાહ કાશ્મીર જાય તે પહેલાં હુ મથુરાં જાઉ ને રસ્તામાં તેને મળી માળાનુ નક્કી કરૂં. અને ગોકુલના ગુસાંઇઓની માળા ઉતરાવુ, તેઓ જો માળા ઉતારશે તો પછી સર્વ કોઇ માળા ઉતારશે એમ ધારી ઉજ્જેનથી મથુરાં તરફ રવાના થયો, તેના સમાચાર હાકોઠામથી શ્રીગોકુલનાથજીને મળ્યા, અને તેથી

શ્રીગોકુલના સર્વે વૈષ્ણવો ઘણા ગભરાયા કે સન્યાસી અહીંઆં આવીને ઉપદ્રવ કરશે, ત્યારે શ્રીગોકુલનાથજી બોલ્યા કે— કાઇચિંતા નહિ જેણે માર્ગ પ્રકટ કર્યો છે તે તેની રક્ષા કરશે પછી સંવત ૧૬૭૬ના આશ્વિન શુકલ ૧૦ મે ચિદ્રૂપ મથુરાની નજીકમા આવ્યો, ત્યારે એક જેતલી શ્યામદાસ નામનો સારસ્વત બ્રાહ્મણ દોડતો દોડતો શ્રીગોકુળનાથજીની પાસે આવ્યો અને એમને કહ્યુ કે ચિદ્રૂપ અહિં આવે છે ત્યારે શ્રીગોકુલનાથજીએ વિચાર્યું કે સન્યાસીના સામા જઇ તેને માન આપવુ એ ગૃહસ્થાશ્રમીનો ધર્મ છે એમ વિચારી ભિક્ષા લેવાનુ આમંત્રણ કરવા જવાનુ ધાર્યું, અને ઘોડો સજ્જ કરાવી ગોપીનાથ ત્રવાડીને સાથે લઇ પોતે ઘોડેસ્વાર થઇ ચિદ્રૂપ જે રસ્તે થઇ મથુરા જતો હતો તે રસ્તે ગયા. દૂરથી ગોપીનાથે ચિદ્રૂપને ઓળખાવ્યો, એટલે શ્રીગોકુલનાથજી ઘોડો ચલાવી તેની પાસે ગયા અને તેને ઘોડેથી ઉતરી **नमोनारायणाय** કહીને કહ્યુ કે " **आश्रमोऽयमस्माकं** " ॥ ત્યારે સાથેના બ્રાહ્મણોએ ચિદ્રૂપને કહ્યુ કે- આ શ્રી ગોકુલનાથજી આપને " નમો નારાયણાય " કહે છે. ત્યારે ચિદ્રૂપે સામા નારાયણ નારાયણ કહીને મર્મમા શ્રીગોકુલનાથજીના શાસ્ત્રીય જ્ઞાનની પરીક્ષાર્થે પૂછ્યુ કે- અહિની યાત્રાએ જે આવે છે તે પ્રથમ કયાં જાય છે? ત્યારે શ્રી ગોકુલનાથજીએ કહ્યુ કે- અહિયાં પ્રથમ આવે તે વિશ્રાંતિ ઘાટે માથું મુડાવીને એક

તીર્થ ઉપવાસ કરે, ત્યારપછી જન્મસ્થાન થઇને શ્રી ગોકુલ, ગોવર્દ્ધન, તથા બીજે ઠેકાણે વ્રજમા જાય છે એ પ્રકારે વારાહપુરાણુનો પ્રસગ કહ્યો. બાદ ચિદ્રૂપે પૂછ્યુ કે- તમે અહીં ગોકુલમા રહો છો ! ત્યારે શ્રી ગોકુલનાથજીએ હા. કહીને કહ્યુ કે- અમારે ઘેર ભીક્ષા કરવા ચાલો, ત્યારે સન્યાસી એ કહ્યુ કે- મે ભીક્ષા કરી છે તમારૂ ઘર જોવા આવત પણ હમણાં અતિકાલ થાય છે માટે નહીં આવુ ત્યારપછી સન્યાસીએ કહ્યુ કે તમો મારી સાથે ચાલો, ત્યારે શ્રી ગોકુલનાથજી બોલ્યા કે અમારો તો અહિં મુકામ છે અમારે તમારી સાથે આવવાનુ કાઇ પ્રયોજન નથી, આપ મારે ત્યા આવતા નથી, ત્યારે હુ તો વિદાય થાઉંછુ, સન્યાસીનુ સન્માન કરવું એ ગૃહસ્થાશ્રમીનો ધર્મ છે. તે પ્રમાણે સન્માન કરવા હુ આવ્યો છુ. આપનો પણ ધર્મ છે કે ગૃહસ્થાશ્રમીને ઘેર જવુ જોઇએ. પછી આપની જેવી ઇચ્છા



એવુ કહીને શ્રીગોકુલનાથજી ઘોડેસ્વાર થયા, અને દસવીસ પગલાં ચિદ્દરૂપની સાથે ચાલ્યા તે સમયે વાતચીત કરતા કેટલાએક પ્રશ્નો પૂછ્યા, તે સર્વે પ્રશ્નોના સ્પષ્ટ પ્રત્યુત્તરો સાભળી અને પ્રતાપબળ જોઇને ચિદ્દરૂપ કાંઇપણ બોલી શકયો નહી અને મથુરામા ત્યાથી જઇને સૂર્યકુંડ ઉપર તેણે મુકામ કર્યો ત્યા મથુરા અને વૃન્દાવનના સ્વામીઓ, બ્રાહ્મણો અને ચોધરીઓ મળવા આવ્યા, ત્યારે તેણે તેમને પૂછ્યુ કે-તમો તુલસીનીમાળા કેમ પહેરો છો ? તુલસીની માળા પહેરવાનો બાદશાહનો હુકમ નથી માટે તમો જલ્દી તે ઉતારી નાંખીને રૂદ્રાક્ષની માળા પહેરો ? આ સાભળી સર્વે ઉઠી ચાલતા થયા પણ કોઇ પ્રત્યુત્તર આપી શક્યા નહીં

## શ્રીગોકુલનાથાચાર્યજી મહારાજ

અને

## સ્વામિજી ચિદ્દરૂપ

વચ્ચે થયેલો

# શાસ્ત્રાર્થ

ત્યારપછી ચિદ્દરૂપ સૂર્યકુંડ ઉપર એક ગુફા તૈયાર કરાવી તેમા રહેવા લાગ્યો, ત્યાં સર્વે લોકો સન્યાસીને મળવા જવા

લાગ્યા, શ્રીગોકુલનાથજી પણ કોઇ કોઇ વખત વૈષ્ણવોને સાથે લઇ એમની પાસે જતા, એક સમયે શ્રીવિઠ્ઠલનાથજી (શ્રીગુસાંઇજી) ના મ્હોટા પુત્ર શ્રીગિરિધરજીને સાથે લેઇ શ્રીગોકુલનાથજી એમની પાસે ગયા અને નમોનારાયણાય કહીને બેઠા બીજા જે ત્યા આવતા તે આ સન્યાસીને સાષ્ટાગ નમસ્કાર કરતા અને શ્રીગોકુલનાથજી નમોનારાયણાય કહી બેસતા તે જોઇ સન્યાસીને ખુનસ ભરાઇ એક વખત શ્રીગોકુલનાથજી ત્યા બેઠા હતા ત્યારે સન્યાસીએ કહ્યુ કે—

તમે સારા ગૃહસ્થ બ્રાહ્મણ છો, અને પચાયતન પૂજા કેમ કરતા નથી? પચાયતન પૂજા અને રૂદ્રાક્ષની માળા બ્રાહ્મણને સદાકાળ રાખવાનુ કહ્યુ છે તુલસી તો અડતાલીસ સસ્કારમા કોઇ જગ્યાએ પણ લખી નથી, તે તમે પોતે બ્રાહ્મણ થઇને કેમ પહેરો છો? એ ક્યાં લખ્યું છે ત્યારે શ્રીગોકુલનાથજીએ કહ્યુ કે—

**ब्राह्मणोऽस्य मुखमासी द्बाहूराजन्यः कृत ।**

**ऊरूतदस्य यद्वैश्यः पद्भ्यां शूद्रो अजायत ॥**

બ્રાહ્મણ શ્રીવિષ્ણુભગવાનના મુખથી, ક્ષત્રીય ભુજાઓથી, વૈશ્ય સાથળથી, અને શૂદ્ર ચરણારવિદથી ઉત્પન્ન થયેલા છે એમ યજુર્વેદમાં કહેલુ છે.

તેમજ "यो यद्वंश स तं भजेत्" (જે જેનો અશ

હોય તે તેને અર્થાત્ અશીને સેવે ) એ શ્રુતિ અનુસાર તેમજ-

**ममैवांशो जीवलोके जीवभूतः सनातन ॥**

મનુષ્યલોકમા સનાતન જીવરૂપ મારોજ અશ છે એ ગીતાજીના ભગવદ્ વાકયાનુસાર પુત્રે જેમ પિતાની સેવા કરવી જોઇએ તેમ શ્રી વિષ્ણુભગવાનના અશરૂપ જીવ માત્રે ભગવાનૂનીજ સેવા કરવી જોઇએ.

પદ્મપુરાણુમા કહ્યુ છે કે-

**विप्राणां वेदविदुषा मेकएवार्चितः प्रभु ।**
**विप्राणां नेतरेपूज्या रजस्तमविमोहिताः ॥**

વેદને જાણુવાવાળા વૈદીક બ્રાહ્મણોને તો એક શ્રી પરિપૂર્ણ પુરૂષોત્તમ શ્રીહરિજ સેવવા યોગ્ય છે. રજોગુણુ તથા તમોગુણુથી મોહ પામેલા ઇતર દેવતાઓ પૂજ્ય નથી

**શ્રી ભાગવત** સપ્તમ સ્કધમાં નારદવાકય છે કે-

**यथा तरोर्मूलनिर्सिंचनेन तृप्यन्ति तत्स्कन्धभुजोपशाखाः ।**
**प्राणोपहाराच्च यथेन्द्रियाणां तथैव सर्वार्हणमच्युतेज्या ॥**

વૃક્ષના મૂળને પાણીનુ સિંચન કરવાથી જેમ તેના થડ, ડાળા, પાદડાં તૃપ્ત થાય છે, તથા જેમ પ્રાણુને આહાર આપવાથી ઇન્દ્રિયોને પોષણુ મળે છે, તેવી રીતે અચ્યુત ભગવાનનુ સેવન કરવાથી સર્વ દેવતાઓનુ પૂજન થઇ જાય

છે આવી રીતે એક શ્રીહરિના સેવનથી સર્વ દેવોને સંતોષી શકાતું હોય તો પછી તે એકજ શ્રીહરિ જે પોતાને ઉત્પન્ન કરનાર છે તેને છોડી પંચાયતન પૂજન શા માટે કરવું જોઇએ ? કેમકે તેને ગીતાજીમા ભગવાને અવિધિપૂર્વક કહેલું છે અ૦ ૯ શ્લો. ૨૩

येऽप्यन्य देवता भक्ता यजन्ते श्रद्धयाऽन्विता ।
तेऽपि मामेव कौन्तेय यजन्त्यविधिपूर्वकम् ॥

હે કુન્તાપુત્ર ? જે અન્ય દેવતાના ભકત છે અને તેમનુ શ્રદ્ધાપૂર્વક સેવન કરે છે તે પણ અંશ પરંપરાએ કરી મારૂ જ સેવન કરે છે તોપણ તે સેવન વિધિપૂર્વક નથી. એ પ્રકારે ભગવાન્ શ્રીમુખથી અન્ય દેવના પૂજનને સ્પષ્ટ રીતે અવિધિપૂર્વક સૂચન કરે છે તેમજ શ્લો૦ ૨૫મા કહ્યુ છે કે–

यान्ति देवव्रता देवान् । यान्ति मद्याजिनोऽपि माम् ।

દેવોને યજન કરનારા દેવોને પ્રાપ્ત થાય છે અને ભગવાન્ કહે છે કે મને સેવન કરનારાઓ મને પ્રાપ્ત થાય છે. ઇત્યાદિ પ્રમાણોથી સિદ્ધ થાય છે કે બ્રાહ્મણો શ્રીવિષ્ણુના મુખથી ઉત્પન્ન થયેલા છે તેથી તેમણે પોતાના પિતારૂપ શ્રી હરિની સેવા કરવી જ જોઇએ એજ તેમનો સ્વધર્મ છે અને તેથીજ શ્રીહરિની પ્રાપ્તિ થાય છે એ વિષે હરિવંશના ભવિષ્ય પર્વ માંહિના ૮૦ મા અધ્યાયમાં આવેલા "ઘંટાકર્ણ"

નામના રાક્ષસનુ દૃષ્ટાત આપી શ્રી વિષ્ણુનુ પૂજ્યત્વ સિદ્ધ કરી બતાવ્યુ અને કહ્યુ કે- તમોએ રૂદ્રાક્ષની માળા સદા રાખવાનુ કહ્યુ, પરતુ તે ભગવત્પ્રાપ્તિની અભિલાષાવાળા બ્રાહ્મણોને વિહિત નથી કેમકે-

**रुद्रलोके महीयते । स शैवं लोक माप्नुयात् ।**

રૂદ્રાક્ષ ધારણ કરનાર રૂદ્રલોકમા પ્રાપ્ત થાય છે તે શિવ લોકને પ્રાપ્ત થાય છે ઇત્યાદિ શિવપુરાણાદિકમા રૂદ્રાક્ષ ધારણનુ ફલ શિવલોકની પ્રાપ્તિ બતાવેલી છે તેમજ શ્રુતિમા પણ કહ્યુ છે કે—

**व्रतमेतत् शांभवं । व्रतमेतत्पाशुपतं ।**

ભસ્મ રૂદ્રાક્ષ ધારણરૂપ આ વ્રત શૈવોને માટે છે, આ વ્રત પાશુપતોને માટે છે ઇત્યાદિ શ્રુતિથી પણ સિદ્ધ થાય છે કે ભસ્મરૂદ્રાક્ષ ધારણ શૈવ દીક્ષાવાળાઓને માટેજ વિહિત છે પણ નિષ્કામ ભગવદ્ ભક્તોને માટે વિહિત નથી. આચાર પ્રકાશમા કહ્યુ છે કે—

**तदूर्ध्वपुण्ड्रशंखाद्यै र्युतस्तुलसीभूषणैः ।**
**संध्योपास्त्यादिकं कुर्यात् कुशपाणि र्हरिंस्मरेत् ॥**

ઉર્ધ્વપુડ્ર તિલક, શખચક્રાદિક ગોપીચંદનની મુદ્રાઓ અને તુલસીકાષ્ઠમાલા ધારણ કરીને હાથમા દર્ભ લેઇ શ્રીહરિનુ સ્મરણ કરીને સધ્યોપાસનાદિક કર્મ કરવુ જોઇએ તેમજ

આચારમાધવના બીજા અધ્યાયમા કહ્યુ છે કે-

**ब्राह्मणानामयंधर्मों यद्विष्णो लिंगधारणम् ।**

બ્રાહ્મણોનો એ ધર્મ છે કે શ્રીવિષ્ણુભગવાનનુ ચિન્હ (તિલક-મુદ્રા-માલા) ધારણ કરવુ (ઇત્યાદિ ઘણા શ્રુતિ સ્મૃતિના પ્રમાણો કહી સભળાવ્યાં જે આ ગ્રથમા પ્રથમ લખવામા આવી ગયા છે જેથી અહિંયા વિસ્તાર ભયથી લખ-વામા આવ્યા નથી ) વળી શ્રીગોકુલનાથજીએ કહ્યુ છે કે—

તુલસીમાલા ધારણ અડતાલીસ સસ્કારોમા નથી એમ તમોએ કહ્યુ પરતુ અડતાલીસ સસ્કારો પૈકી તો કેટલાએક સસ્કારો દેહના પણ છે પરતુ શ્રીભાગવત્ દ્વાદશસ્કધમાં કહ્યુ છે કે—

**दीक्षा संस्कारमात्मन.**

સાપ્રદાયીક દીક્ષા રૂપી સસ્કાર આત્માને થાય છે અને તેથી કરીને તે દીક્ષા સસ્કાર લેનારા બ્રાહ્મણાદિકોએ તદગ ભૂત તિલકમાલા ધારણ કરીનેજ શ્રીહરિની સેવા તથા સધ્યો પાસનાદિક વૈદીક કર્મ કરવુ જોઇએ દીક્ષા[1] સસ્કાર અડતાલીસ

---

૧ દીક્ષા એ વૈદીક સસ્કાર છે અને તે સર્વ સસ્કારોની શિરોમણિ છે તેમજ વેદમા દીક્ષાનું પ્રતિપાદન કરેલુ છે એ વાંચવાની જીજ્ઞાસા હોય અને સર્વ સસ્કારો થવા છતાં પણ દીક્ષા સસ્કાર વિના પરબ્રહ્મની પ્રાપ્તિ થતી નથી તે વાતનો

સસ્કારોના મૂર્ધન્યભૂત છે એમ વેદમા પ્રતિપાદન કરેલુ છે ઉપરોક્ત પ્રમાણો સાભળી ચિદ્રૂપે કહ્યુ કે—

**विभूति र्यस्य नो भाले नाङ्गे रुद्राक्ष धारणं।**

**नापि शिवमयिवाणी तं त्यजेदंत्यजं यथा॥**

અર્થ–જેણે કપાળમા ભસ્મ ધારણ કરી નથી, અગમા રૂદ્રાક્ષ ધારણ કરી નથી, તથા જેની વાણીમા શિવ એવુ નામ નથી તેને ચાડાળની માફક તજી દેવો જોઇએ ઇત્યાદિ વચનો કહ્યા

ત્યારે શ્રીગોકુલનાથજીએ કહ્યુ કે–એ વચનો શિવદીક્ષા-વાળાને માટે છે કારણ કે જેને શિવની ઉપાસના કરીને શિવજીને પ્રાપ્ત થવુ હોય તેજ પુરૂષને તે દેવતાના ચિન્હ ધારણ કરવાની જરૂર છે કેમકે તે ચિન્હો તે દેવતાની પ્રસન્નતા મેળળવવાના સાધન છે. રૂદ્રાક્ષ તથા ભસ્મ ત્રિપુડ્ર ધારણ કરનારને માટે શિવપુરાણમાજ શિવની પ્રાપ્તિ કહેલી છે શિવ પુરાણમા શિવ અને કાર્તિક સ્વામીના સવાદમાં કહ્યુ છે કે–

**शिखायां बाहुकंठे च कर्णयो श्चापि यो नरः ।**

---

रुद्राक्षं धारये द्भक्त्या स शैवं लोक माप्नुयात् ॥

કેશમા, બાહુમા, કંઠમા તથા કાનોમા જે પુરૂષ ભક્તિથી રૂદ્રાક્ષ ધારણ કરે છે તેને શિવલોકની પ્રાપ્તિ થાય છે

એ પ્રકારે જો કે રૂદ્રાક્ષ ધારણ કરવાથી શિવલોકની પ્રાપ્તિ થાય છે તો પણ તેનાથી ભગવાનના લોકની પ્રાપ્તિ થવાનુ કહ્યુ નથી પદ્મપુરાણ વિગેરેમા વૈષ્ણવને ભસ્મ, ત્રિપુડ્ તથા રૂદ્રાક્ષ ધારણ કરવાનો દોષ કહેલો છે, પરંતુ કોઇપણ પુરાણમા ઉર્ધ્વપુડ્રતિલક, તથા ગોપીચંદન મુદ્રાઓ (છાપા) અને તુલસીકાષ્ઠની માલા ધાગ્ણ કરવાનો દોષ બતાવ્યો નથી અને બતાવ્યો હોય તો તે વચન અમોને બતાવો અમો તે માન્ય રાખીશુ

એ પ્રમાણે જ્યારે શ્રી ગોકુલનાથજીએ કહ્યુ ત્યારે ચિદ્દરૂપ બોલ્યા કે- શિવાર્કદીપિકા અને નીલકંઠભાષ્યના કર્તા જે તમારા દક્ષિણી છે તેમણે પણ તે ગ્રંથોમા રૂદ્રાક્ષ વિષે કહ્યુ છે

શ્રી ગોકુલનાથજીએ કહ્યુ કે- તે દક્ષિણી છે તેથી શુ થયું ? તેમનુ કહેવુ વેદ, ગીતા, ભાગવતાદિકથી વિરૂદ્ધ છે તેમણે જગત્‌ની કર્તા માયાને માની છે, અને વેદગીતાદિ, સર્વના કર્તા પરબ્રહ્મને ગણે છે આવા લોકોના મતને શ્રીમાન્ વેદવ્યાસજીએ પાખડીમાં ગણ્યો છે. તો તેવા પાખંડ મતનો અમે શા સારૂ સ્વીકાર કરીએ ? વળી પંચાયતન પૂજન

સર્વે બ્રાહ્મણોએ કરવુ જ જોઇએ એવો વિધિ શાસ્ત્રમા કયા છે ? હોય તો બતાવો ? પરતુ એવો વિધિ કોઇ ઠેકાણે છેજ નહિ કિંતુ બ્રાહ્મણો તો શ્રી હરિના અગથી ઉત્પન્ન થયેલા હોવાથી તેમણે શ્રી હરિની સેવા કરવી એજ તેમનો સ્વધર્મ છે તેથી વિરૂદ્ધ વર્તનારને દોષ કહેલો છે એમ કહી કેટલા-એક વેદવચનો કહી સભળાવ્યા તેનો પ્રત્યુત્તર કઇપણ સન્યાસીથી આપી શકાયો નહીં છેવટે વાદમા ઘણો સમય વ્યતીત થવાથી શ્રી ગોકુલનાથજી પોતાના મુકામે પાછા પધાર્યા પણ સન્યાસીથી માલા ઉતારવા સબધી અક્ષર પણ કહી શકાયો નહિં

## શ્રી ગિરિધરજી મહારાજ અને સ્વામી ચિદ્રૂપ

ત્યારપછી કેટલેક દીવસે શ્રી ગિરિધરજી તથા શ્રી ગોકુલ-નાથજી સન્યાસીને ત્યા પધાર્યા હતા, તે સમયે ચિદ્રૂપે કહ્યુ કે– બ્રાહ્મણે તો સદા અગ્નિહોત્ર કરવુ જોઇએ પણ શ્રી ગિરિધરજીએ અગ્નિહોત્ર મૂકી દીધુ છે તેનુ શુ કારણ ? શ્રી ગોકુલનાથજીએ કહ્યુ કે– ભાગવતના સપ્તમ સ્કધમા કહ્યુ છે કે–

**स्वधर्माचरणं शक्त्या विधर्माच्च निवर्तनम् ।**

પોતાની શકિત પ્રમાણે સ્વધર્મનુ આચરણ કરવુ અને વિધર્મથી દૂર રહેવુ અર્થાત્ એ ધર્મ શરીરનુ સામર્થ્ય હોય ત્યાંસુધીજ આચરણ કરવા કહેલો છે અને અસામર્થ્યવાન્

તે છોડી દેતો તેમા કાઇ અધર્મ નથી એ પ્રકારે પ્રત્યુત્તર સાભળી સન્યાસીએ મ્હેડો નીચુ કરી બેગી રહ્યા

## શ્રી ગોકુલનાથજી અને ચિદ્દરૂપ

ફરી એક સમયે સન્યાસીએ શ્રી ગોકુલનાથજીને કહ્યુ કે– તમે સ્ત્રી શૂદ્રોને વૈષ્ણવી દીક્ષા આપી તુલસીની માલા પહેરાવીને તેમની પાસે તમારા ઘરનુ પાણી ભરાવો છો તથા બીજુ કામકાજ કરાવો છો તે ઠીક કરતા નથી. ત્યારે શ્રી ગોકુલનાથજીએ કહ્યુ કે– શાખસ્મૃતિના પ્રથમાધ્યાયમા લખ્યુ છે કે–

**ब्राह्मण क्षत्रियो वैश्य स्त्रयोवर्णा द्विजातय ।**

બ્રાહ્મણ, ક્ષત્રિય. અને વૈશ્ય ( વાણીયા, પાટીદાર, ) એ ત્રણ વર્ણને દ્વિજની સજ્ઞા છે તેથી વાણિયા, ક્ષત્રિય, કે પાટીદાર એ કાઇ શૂદ્ર નથી શૂદ્ર તો માછી, સરાણિયા, કુભાર વિગેરે છે તેઓની પાસે અમે ઘરનુ કામ કરાવતા નથી અને વૈશ્યને દીક્ષા આપી કામકાજ કરાવીએ છીએ તે સબધી શ્રીમદ્ ભાગવતના દ્વાદશ સ્કધમા કહ્યુ છે કે–

**दीक्षा संस्कार मात्मनः ।**

દીક્ષામત્રથી દેહને બીજો સસ્કાર થાય છે જેમ બ્રાહ્મણના છોકરાને ગાયત્રી મત્રનો સસ્કાર થવાથી તેને વૈદીક કર્મ કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે તેમ ભગવાનના નામમત્રની

દીક્ષા મળ્યા પછી તેને ભગવાનનુ સેવન કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે અને તેને વૈષ્ણુવ એવી સજ્ઞા અપાય છે અને તેવા વૈષ્ણુવોને ગીતાજીના નવમા અધ્યાયમા ઉત્તમ ગણેલા છે

ઉપર પ્રમાણે શ્રીગોકુળનાથજીએ વેદાદિ શાસ્ત્રોના પ્રમાણ પૂર્વક બ્રાહ્મણોને એક શ્રીહરિની સેવા કરવાનો, તિલકમાલા ધારણ કરવાનો, વૈષ્ણુવી દીક્ષા બ્રાહ્મણથી આરભી સ્ત્રિ શૂદ્ર વિગેરેને આપવાનો વિગેરે બાબતનો ચોક્કસ ખુલાસો કર્યો એટલે સન્યાસીને ન્યાયસર બોલવાનો રસ્તો રહ્યો નહી પછી થોડીવારે કહ્યુ કે–" તમે મારૂ કહ્યુ કરો ? " ત્યારે શ્રી ગોકુલનાથજીએ કહ્યુ કે–તમે વેદાદિ શાસ્ત્ર પ્રમાણો જુઓ અને તે પ્રમાણુમાનો ભગવદ્ધર્મ બ્રાહ્મણથી આરભી ચ ડાલ સુધીને માટે છે માટે શાસ્ત્ર વિહિત કરવુ અને અવિહિત છોડી દેવુ. આ સાભળી મહા કુટિલ સન્યાસીએ અભિમાનપૂર્વક કહ્યુકે–શાસ્ત્ર પ્રમાણો જોવાની મારે જરૂર નથી જોનાર જોશે ગોકુલમા રહેવુ હોય તો મારૂ કહ્યુ કરો ? નહિ તો બાદશાહ આવશે ત્યારે પણ મારૂજ કહ્યુ કરવુ પડશે એ પ્રમાણે મર્મનાં વચન બોલ્યો પણ માલા ઉતારવાનુ કહી શકયો નહી ત્યારે શ્રી ગોકુળનાથજી બોલ્યા કે–બાદશાહ કાઇ અન્યાય કરશે નહી જે યોગ્ય હશે તે કરશે. અમને પૂછશે તો તેનો ઉત્તર અમો શાસ્ત્ર પ્રમાણે આપીશુ. એવી રીતે નિડરપણે સન્યાસીને ઉત્તર આપી પોતાને ઘેર પધાર્યા

## શ્રી ગિરિધરજી અને શ્રી ગોકુલનાથજી

અને શ્રી ગિરિધરજીને બનેલી સર્વ હકીકતનુ વર્ણન કરી કહ્યુ કે–દાદાજી ! સન્યાસીને ત્યા રોજ જવુ એ સારૂ નથી ત્યારે શ્રી ગિરિધરજીએ કહ્યુ કે–એને પાદશાહનુ માન છે તેથી આપણે એની પાસે રોજ જવુ જોઇએ ત્યારે શ્રીગોકુલનાથજીએ કહ્યુ કે તમે ત્યા જશો તો મારે તમારી સાથે આવવુ પડશે પણ સન્યાસીને સારૂ લગાડવુ તે મને તો યોગ્ય લાગતુ નથી **અધર્મીઓથી તો દૂર રહેવું તેજ સારૂ**

એ પછી શ્રીગોકુલનાથજી એ ત્રણવાર એની પાસે ગયા, એટલામા બાદશાહને કાશ્મીર જવાનુ ઠર્યું

## શ્રીગોકુલનાથજીની બાદશાહ સાથે મુલાકાત, શાસ્ત્રાર્થ કરવાનું વચન, વાદની તૈયારી સાથે બાદશાહ પાસે પધારવુ. ચિદરૂપે કરેલો વાદનો નકાર, બળથી માળા ઉતરાવવા બાદશાહ પાસે ચિદરૂપની માગણી

બાદશાહની સ્વારી કાશ્મીર જતા આગ્રા પાસે કરણાવલ મુકામે આવી પહોચી ત્યા પોતાના શિષ્ટાચાર પ્રમાણે શ્રી ગોકુલનાથજીએ પધારી આશીર્વાદ દીધો બાદ તેઓ શ્રીના કપાળમા તિલક જોઇને બાદશાહે પૂછ્યુ કે–બાવાજીના કહેવા

મુજબ તમોએ માળા ઉતારી નથી કે શુ ? ત્યારે શ્રીગોકુલ-નાથજીએ સ્વસ્થપણે ગભીર મુદ્રાથી કહ્યુ કે-" વેદશાસ્ત્રના મત પ્રમાણે બાવાજી જે કાઇ અમોને કહે તે કરવા અમે તૈયાર છીએ " પરતુ મનસ્વીપણે આપની કૃપાનો અયોગ્ય લાભ લઇ અમને ધર્મ વિરૂદ્ધ અમારી માળા ઉતારવાનુ કહે તે અમારાથી શી રીતે બને ? માળા અને તિલકના નિષેધનો એક અક્ષર પણ અમને બતાવે તો તે કરવા અમો તૈયાર છીએ અને તે નિષેધ ન બતાવી શકે તો આપ પણ સમજી શકશો કે તેમની વાત ધર્મથી વિરૂદ્ધ છે શ્રીગોકુલનથજીનો આવો પ્રમાણુસર ચોક્કસ અને નિર્ભયપણે આપેલો ઉત્તર સાભળી બાદશાહે પૂછ્યુ કે-તમે બાવાજી સાથે શાસ્ત્રાનુસાર વાદ ( શાસ્ત્રાર્થ ) કરી શકશો ? ત્યારે પોતે કહ્યુ કે-જો આપની ઇચ્છા હોય તો હું તૈયારજ છુ વેદસમત શાસ્ત્રમા લખ્યુ હોય તે બની શકે પણ મનસ્વીપણે કહે તે શી રીતે બને ? જહાગીર બાદશાહ પ્રકૃતિનો એટલો તો જલદ હતો કે તેના હુકમને પાછો ફેરવનાર ભાગ્યેજ ફાસીની સજામાથી બચી શકે, અને તેથીજ હાલ પણ લોકોમા કહેવત છે કે **" ભાઇ ! આ તો જહાંગિરી હુકમ છે પાછો નજ ફરે. "** પરતુ શ્રીગોકુલનાથજીના ઉત્તરથી બાદશાહને બીલકુલ ગુસ્સો થયો નહીં અને કહ્યુ કે-મથુરા મુકામે મળજો એમ કહી વિદાયગીરી આપી આપણુ એક સ્વરૂપ બળનોજ પ્રતાપ છે

ત્યાર બાદ શ્રી ગોકુલનાથજી પોતાને ઘેર પધાર્યા, અને ઘેર આવી ઘણો પરિશ્રમ લેઇ માલા તિલક સબધી તમામ શાસ્ત્ર વચનો ભેગા કર્યા, એટલામા બાદશાહનો મુકામ મથુરાં આવ્યો અને રાવણકોટે ડેરા પડયા તે દીવસે કાર્તિક વદ ૧૧ હતી તેથી ફલાહાર કરી શાસ્ત્ર પ્રમાણોના સગ્રહરૂપ ' સાર સગ્રહ " નામનુ પુસ્તક સાથે લેઈ શ્રી ગોકુલનાથજી બાદશાહની સભામા પધાર્યા આ પ્રમાણે વગર તેડે પોતાના કરેલા વાયદા મુજબ શ્રી ગોકુલનાથજીને પધારેલા જોઇને બાદશાહ પ્રસન્ન થયા અને મનમા વિચાર કર્યો કે એમનો ધર્મ સાચો હોવો જોઇએ બાદશાહ તે સમયે સન્યાસી પાસે જતા હતા તેથી શ્રીગોકુલનાથજીને કહ્યુ કે-તમો મારી સાથે બાવાજીને ત્યા આવશો ? ત્યારે શ્રીગોકુલ-નાથજીએ કહ્યુ કે જેવી આપની ઇચ્છા

પછી બાદશાહ શહરિયાર અને શાહખુરમ નામના બે સરદાર અને શ્રીગોકુલનાથજીને સાથે લેઇ ચિદ્‌રૂપને ત્યા ગયા, શ્રીગોકુલનાથજી ગુફાથી થોડે દૂર ઉભા રહ્યા અને બાદશાહે બને સરદારોને ગુફાના દ્વાર આગળ ઉભા રાખી જોડા ઉતારી અદર ગયા અને સન્યાસીને માથુ નમાવીને હાથ જોડી વિનતિ કરી કે શી આજ્ઞા છે ? ત્યારે તેણે કહ્યુ કે આપેલુ વચન પાળો એટલે બસ જે લોકો માળાતિલક ધારણ કરી અધર્મ દ્વારા રૈયતનું અમગળ કરે છે તેને અટકાવો, અધર્મીને

દડ આપવો અને ધર્મનુ રક્ષણ કરવુ તે આપનો ધર્મ છે ત્યારે બાદશાહે કહ્યુ કે–શ્રીગોકુલનાથજી બહાર ઉભા છે કહો તો તેમને અંદર બોલાવુ **તેઓ તમારી સાથે શાસ્ત્રાર્થ કરવા તૈયાર છે.** અને **શાસ્ત્રથી જે સિદ્ધાંત થાય તે મુજબ વર્તવા પણ તૈયાર છે.** આ સાભળતાજ સન્યાસીએ વિચાર કર્યો કે–શાસ્ત્રની રીતે વાદ કરીને તો આપણે ફાવી શકનાર નથી એમ ધારી બાદશાહને કહ્યુ કે–ગોકુલનાથજીને અહિ શા માટે બોલાવો છો? નાહકની ધમાલ થશે, અને કાઇ નિરાકરણ આવશે નહિ સૌ સૌના મતને વળગી રહે માટે **વાદવિવાદ કરી ખાલી થુક ઉડાડવાની જરૂરજ નથી. માત્ર તમારૂં વચન પાળો? અને તમારી છડીનાજ જોરથી એમની માળા ઉતરાવો?** આપ હુકમ કરશો તો તેઓ આજેજ માળા ઉતારશે બાદશાહ મહાન્ સમજુ હતો, તેણે ફરીથી પૂછ્યુ **કે–ગોકુલનાથજી જે કરે છે તે શાસ્ત્ર પ્રમાણે છે કે પોતાની ઇચ્છા પ્રમાણે છે.** ત્યારે **સન્યાસીએ કહ્યું** કે–શાસ્ત્રોમા બ્રાહ્મણને માટે તો હું જે કહું છું તેજ કરવાનુ કહ્યુ છે માટે **લાંબી ટુંકી હવે છોડી તેમની માળા ઉતરાવો?** તેઓ માલા ઉતારશે તો સૌ કોઇ ઉતારશે **મારે એમની સાથે વેદશાસ્ત્રની બાબતમાં** વાદ **કરવો નથી** માટે એમને મારી પાસે બોલાવશો નહિ

બાદશાહે વિચાર્યું કે, મારા બાપદાદાએ દીક્ષિતજીને ઘણુ માન આપેલુ છે, અને ઘણી રૂચિથી વૈષ્ણવ ધર્મને માન્ય રાખ્યો છે તેને હુ શી રીતે દૂર કરી શકુ. પરતુ આ સન્યાસીની જાળમા હુ ફસાયો છુ અને વચન આપ્યુ છે તો હવે તે પાળવુ જોઇએ, એમ વિચારી કહ્યુ કે—

હમણા જઇને માળા ઉતરાવુ છુ, એમ કહી મુકામ પર આવી શ્રી ગોકુલનાથજીને બોલાવી કહ્યુ કે–તમે બાવાજીના કહેવાનો શો વિચાર કર્યો ? તે કહે છે કે કોઇ ગ્રથમા માલા અને સ્વરૂપ સેવા લખી નથી ત્યારે શ્રી ગોકુલનાથજીએ કહ્યુ કે–અમારો વૈષ્ણવધર્મ અનાદિ સિદ્ધ વૈદિક સનાતન છે. એ આધુનીક કે નવીન નથી સન્યાસીનુ કહેવુ જુઠુ છે માટે તે બાબતમા આપ જેવા ચતુર અને વિવેકી બાદશાહે હાથ ઘાલવો યોગ્ય નથી આ સાભળી બાદશાહે જરા ક્રોધ યુક્ત સ્વરે કહ્યુ કે–શુ તમે એનુ કહ્યુ નહિ કરો ? ત્યારે શ્રીગોકુલનાથજીએ કહ્યુ કે–જેનુ કહ્યુ બાદશાહ સરખા કરે, તેનુ કહ્યુ સર્વે પ્રજા પ્રમાણ કેમ નહી કરે ? તથાપિ ધર્મન્યાયે જે કાઇ ઉચિત હોય અને જેને સર્વે પ્રમાણ ગણે તે અમે કરીએ જો સન્યાસી વેદશાસ્ત્ર પુરાણમાથી માલા તિલકના નિષેધનો એક અક્ષર પણ બતાવી શકે તો અમે તે પ્રમાણે કરવા તૈયાર છીએ આ અમારી પાસે પુસ્તક છે તે આપ જુઓ ? અને એને વિચારીને જે આપ કહો તે કરીએ

અગર આપ સન્યાસીથી પુસ્તક મગાવી નિષેધ બતાવી હુકમ કરો ? ત્યારે બાદશાહે કહ્યુ કે–પુસ્તક મગાવી શું કરશો ? અમો જેનુ કહ્યુ કરીએ છીએ તેનુ કહ્યુ તમો પણ કરો ? આ પ્રકારે બાદશાહને હઠપર ચઢેલો જોઇ શ્રીગોકુલનાથજી સમયસૂચકતા વાપરી કાઇ હા, અગર ના, કાઇ કહ્યા વિના રજા લેઇ પોતાને ઘેર ગયા આ સમયે ધાર્યું હોત તો પોતાનો પ્રચંડ પ્રતાપ દેખાડી દિગ્વિજય કર્યો હોત પરતુ કાશ્મીર પધારવાની અને અધિક પ્રતાપ બતાવવાની ઇચ્છાથી પોતે મૌનજ રહ્યા

**માનબાઇનું સ્વધર્મ રક્ષણ માટે ભગવત્પ્રેરણાથી મરીયમજમાની પાસે જવું. શ્રીગોકુળનાથજીનો પ્રબળ પ્રતાપ. મરીયમ જમાનીનુ બાદશાહને કહેવડાવવું. તકરારનો અત લાવવા આસફખાન અને ઇતબારખાનને બાદશાહનો હુકમ. શ્રીગોકુલનાથજીને તેડીને સંન્યાસી પાસે જવું. અને ત્યાંથી બાદશાહ પાસે પાછા આવવું. આસફખાનનો જવાબ. ચિદ્રૂપનુ બે વચની બોલવું શ્રીગોકુલનાજીએ કરેલો લેખ, અને બાદશાહનુ કાશ્મીર પ્રયાણ. તથા શ્રીગોકુલનાથજીનુ ગોકુલ પધારવું.**

બાદશાહ અને શ્રીગોકુલનાથજી વચ્ચે વાતચીત ચાલતી

હતી તે પાસેના ડેરામાથી રાયસ ગ ભુરટિયાની દીકરી **માનબાઇ** સાભળતી હતી તે જાતે રજપૂતાણી હતી પણ બાદશાહને પરણી હતી તે શ્રીગોકુલનાથજીની સેવક નહોતી પરતુ ભગવદિચ્છાથી તેના મનમા શ્રીગોકુલનાથજી માટે એવી લાગણી થઇ આવી કે–એકદમ તે બાદશાહની મા **મરીયમ જમાની** પાસે કટારી લેઇને ગઇ અને કહેવા લાગી કે જો બાદશાહ શ્રીગોકુલનાથજીને માલા ઉતારવાનુ કહેશે તો હુ કટાર મારીને આપઘાત કરીશ

શ્રીગોકુલનાથજીનો કેવો પ્રતાપબલ ? પોતાની કાર્ય સિદ્ધિ માટે તે રજપૂતાણીને પ્રેરણા કરી પ્રભુ પોતાના પ્રતાપ બળ નિજ ભકતોનેજ બતાવે છે આસુરી જીવોને બતાવતા નથી કેમકે તેમને તેમા વિશ્વાસ હોતોજ નથી શ્રીકૃષ્ણભગવાને જરાસ ધને ઘણો પ્રતાપ બતાવ્યો તોપણ તે આ ભગવાન્ છે એમ સમજી શકયોજ નહિ અત્રે ભકતનુ માલાના રક્ષણરૂપી કાર્ય કરવાનુ હતું તેથી પ્રતાપબળે માન બાઇને પ્રેરણા કરી કદાચિત્ કોઇ કહેશે કે માનબાઇને પ્રતાપબળે પ્રેરણા કરી તો બાદશાહને પ્રેરણા કેમ ન કરી ?

બાદશાહના મનમાં પ્રેરણા થાય તો આગળ ઉપર માલા સબધી વધુ જૂલમ થતો અટકે, અને જે પ્રમાણમાં યશ પ્રકટ કરવાની ઇચ્છા હતી તે યશ પ્રકટ થાય નહિ તથા

કાશ્મીર પણ જઇ શકાય નહિ આથી પોતાની ઇચ્છાથીજ માનબાઇને પ્રતાપબળે પ્રેરણા કરી બાદશાહને નરમ કરવાની અતર્ક્ય યુક્તિ વાપરી ! એ જો શ્રીગોકુલનાથજીનુ પ્રતાપબળ ન હોય તો તેમનો જહાગીર બાદશાહ જેવા પાસે શો હિસાબ ! વળી તે જાતનો મ્લેચ્છ છતા તેમજ તેમનો હુકમ તોડ્યા છતા શ્રીગોકુલનાથજી સાથે આટલા વિવેકથી વાત કરે ? આ અલૌકિક પ્રતાપ નહિ તો બીજુ શુ ? નાસ્તિકો તે વિષે ગમે તે કહે, તોપણ ભાવીક ભક્તજનોને તો તેમા સ્વકીય પ્રભુના પ્રભાવશાલી પ્રતાપબળનુ દર્શન થયા વિના કેમ રહે ?

માનબાઈના કટારી ખાઈ મરવાના સમાચાર સાભળી મરીયમજમાની ઘણી ગભરાઇ અને નુરમહોલદ્વારા બાદશાહને કહેવડાવ્યુ કે–એક સન્યાસીને સારૂ આખી દુનીઆના મનને દુખી કરવા એ વાત ઠીક નથી તે હિદવાણી હમણા કટાર ખાઈને મરશે અને તે કહે છે કે તમે અમને તુરકાણી કરી તેથી જો અમારૂ કહ્યુ નહિ કરો તો અમે મરીશુ માટે તમે એનો આશીર્વાદ લ્યો ત્યારે બાદશાહે કહ્યુ કે–મારે એમા કાઇ નથી એ શ્રીગોકુલનાથજી બાવાજી સાથે મળીને ચાલે મારે એટલુ જોઇએ છીએ કે મારૂ વચન રહે છેવટે બાદશાહે પોતાના સરદાર આસફખાન અને ઇતબારખાનને તેડાવી કહ્યુ કે–તમે શ્રીગોકુલનાથજીને તેડીને બાવાજી પાસે જાઓ

અને બાવાજી શુ કહે છે તે સાભળી તે જે કહે તે શ્રીગોકુલનાથજીની પાસે કરાવો, અને ગોકુલનાથજીને સમજાવી ("નીકે કરી કે તુમ આઇયો") બધુ પતવીને આવજો

બાદશાહનો હુકમ થતા આસફખાન તથા ઈતબારખાન શ્રીગોકુલનાથજીની પાસે ગયા અને તેમને સાથે લેઇ સન્યાસીને મુકામે ગયા, ત્યા જઇ ચિદ્રૂપને આસફખાને પૂછ્યુ કે-બાવાજી ? તમારે શ્રીગોકુલનાથજીની બાબતમા શી તકરાર છે અને તેમા તમારે શું કહેવાનુ છે ? ત્યારે સંન્યાસીએ કહ્યુ કે-હુ કાંઇ કહેતો નથી મારે શુ પડી છે પણ બાદશાહની આજ્ઞા છે તે તમો કરો ? જેથી બાદશાહનુ ભલુ થાય ત્યારે શ્રીગોકુલનાથજી બોલ્યા કે-બાદશાહનુ ભલુ તો તેમના ધર્મથી થશે પણ તમો શુ કહો છો ? ત્યારે સન્યાસીએ કહ્યુ કે હુ તો કાઇ કહેતો નથી બાદશાહ જાણે ને તમો જાણો ત્યારે [1]આસફખાને કહ્યુ કે-બાદશાહ કહે છે કે સન્યાસી કહે તે કરો ? અને તમો કહો છો કે હુ કાઇ કહેતો નથી,

---

૧ આસફખાન જહાગીર બાદશાહની વહાલી સ્ત્રી નૂરજહાનનો ભાઇ હતો એ બાદશાહની પાસે મંત્રી તરીકે કામ કરતો. એનું અને નૂરજહાનના મનનુ વલણ શ્રીગોકુલ-નાથજી તરફ હતુ તેથી શ્રીગોકુલનાથજી આસફખાનને વખતોવખત પોતાના તરફના સમાચાર મોકલાવતા હતા

પરતુ એમ નહિ સમજતા કે બાદશાહ મારો છે એટલા સારૂ ગોકુલનાથજી સાથે ખાલી વિરોધ ન કરો, ત્યારે સન્યાસી બોલ્યા કે–હું ક્યારે કહુ છું કે એ માલા ઉતારે એમની ઇચ્છામા આવે તો અગીયાર માલા પહેરે શૂદ્ર લોક પહેરે છે તેને હુ કહુ છુ કે માલા ઉતારો ? તમે એ રીતે બાદશાહને કહીને ભલે ઘેર સુખેથી પધારો. એવી રીતે આસફખાને તેમની વાતમા કાંઇ સાર દીઠો નહિ. ત્યારે શ્રીગોકુલનાથજીને તેડીને તે બાદશાહ પાસે પાછો ગયો બાદશાહે પૂછ્યું કે–તમે શુ કરી આવ્યા ? આસફખાને કહ્યુ કે–બાવાજી કોઇએક વાત નિશ્ચય કરી કહેતા નથી ત્યારે બાદશાહે કહ્યુ કે–બાવાજી કહે તે પ્રમાણે કરવાનુ શ્રીગોકુલનાથજી પાસે લખાવી લ્યો તે ઉપરથી આસફખાને શ્રીગોકુલનાથજીને તે પ્રમાણે લખી આપવા કહ્યુ ત્યારે શ્રીગોકુલનાથજી બોલ્યા કે–લખ્યું કરી આપીને શુ અમો અમારો સ્વધર્મ છોડીશું ? ત્યારે આસફખાને કહ્યુ કે–હાલ તો એકવાર લખી આપો હમણા વખત વિચારી લ્યો લખી આપ્યાથી કાંઇ ફીકર નથી, પછી આપ જાણુતા હો તે પ્રમાણે કરજો ત્યારે શ્રીગોકુલનાથજીએ લખી આપ્યું કે–“ સંન્યાસી વેદશાસ્ત્ર પ્રમાણે કહેશે તે અમો કરીશુ ” એ પ્રમાણે લખી આપીને શ્રીગોકુળનાથજી દેશાધિપતિની રજા લેઇ શ્રીગોકુલ કાર્તિકકૃષ્ણ અમાવાસ્યાને દીવસે સ્વધર્મ

સાચવી માળાનુ રક્ષણ કરી આનંદ પૂર્વક પધાર્યા. તે જોઈને વૈષ્ણવોના મનને સર્વત્ર આનંદ પ્રસરી રહ્યો પછી બાદશાહ શેરખા ફોજદાર હતો તેને બાવાજીની આજ્ઞા પ્રમાણે ચાલવાનો હુકમ કરી મથુરાના શકદારને ભલામણ કરી બાવાજીને કાંઈ હરકત ન આવે તેવુ ખાસ દબાણ કરી ત્યાથી મુકામ ઉઠાવી બાદશાહ કાશ્મીર તરફ રવાના થયા.

**इति श्रीतुलसीकाष्ठमाला विजयपताकायां "माला प्रसगे" प्रथम मांगल्यं समाप्तिमगमत् ॥ १ ॥**

---

## હિતોપદેશ

### પાઠશાલાના વિદ્યાર્થીઓને ઇનામ આપવા લાયક

આ ગ્રંથમા કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, અહંકાર, અભિમાન, વિગેરે દુર્ગુણો જીવને કેવી રીતે સંસારમા આસકત કરી વિનાશ કરનારાઓ છે તેનુ નિરૂપણ કરી તે દુર્ગુણોને ત્યાગ કરી ભગવદ્ભકિત પરાયણ થવાનો ઉપદેશ કરવામા આવ્યો છે આવો રસીલી અને અસરકારક ભાષામાં લખાયેલો નિતી સંબધી ગ્રંથ અવશ્ય વૈષ્ણવોએ મનન કરવા લાયક છે.

**મંગાવનારે ફકત પાંચજ આનાની પોષ્ટની ટિકીટો બીડવી.**

**શાસ્ત્રી જ્યેષ્ઠારામ હરિજીવન જોશી**

મોટામદીર પાસે. શ્રી કૃષ્ણભવન. મુ૦ ઉમરેઠ.

# માંગલ્ય ૨ જું

ચિદ્રૂપ માટે બાદશાહનું માન, મથુરાંમાં ચિદ્રૂપનો માલા વિષે જુલમ. શ્રીગોકુલનાથજીની પોતાના સેવકોને ગોકુલ જવાની આજ્ઞા, ચિદ્રૂપનું અયોગ્ય આચરણ, ચિદ્રૂપે શ્રીગોકુલનાથજીની માલા સબંધી કરેલી તપાસ. શ્રી ગોકુલનાથજીનો તે વિષે નકારમાં જવાબ

બાદશાહનો અનુરાગ ચિદ્રૂપ પ્રત્યે અધિક વધવા લાગ્યો, તે એટલે સુધી કે પોતાની બેગમોને પણ તેને પગે પડાવી બાદશાહે પોતાના પુત્ર સુલતાન ખુરરૂને બંદીખાને નાખ્યો હતો તેને ચિદ્રૂપની આજ્ઞા થવાથી છોડી દીધો આસફખાન વિગેરે સરદારોને પણ ચિદ્રૂપને આશ્રમે જઇ માન આપવાનો હૂકમ કર્યો તે મુજબ તેઓએ માન આપ્યું .આ પ્રકારે બાદશાહનો પક્ષપાત જોઇ સર્વે પ્રજા ભય પામી જેઓ ઉદર નિર્વાહ અર્થે માલા પહેરતા હતા તેઓએ પ્રથમ માલા ઉતારી અને શ્રીવિઠ્ઠલનાથજી (શ્રીગુસાંઇજી)ના બાળકો પણ ભય પામ્યા શ્રીકલ્યાણરાયજી (શ્રીગુસાંઇજીના બીજા પુત્ર શ્રીગોવિંદજીના પુત્ર) અને શ્રીગોપાલજી (શ્રીગુસાંઇજીના

પાચમા પુત્ર શ્રીરઘુનાથજીના પુત્ર) પ્રથમથી વ્રજ છોડી પરદેશ પધાર્યા શ્રીગોપાલજીને પરદેશ પધારતા જોઇ એમના ભાઇ શ્રીદેવકીનંદનજી તથા શ્રીદ્વારકેશજી પણ પરદેશ પધાર્યા પછી ચિદ્રૂપે વૃન્દાવનના: સ્વામીઓને પોતાની પાસે તેડાવ્યા અને તેમની માલાઓ ઉતરાવી મહાન્ કુટિલ ચિદ્રૂપનો ધર્મદ્વેષ આટલેથી પણ શાત ન થતા એટલો બધો વધી પડયો કે-તેણે મથુરામા જે દુકાનોમા તુલસી કાષ્ઠની માલાઓ વેચાતી હતી તે દુકાનો બાળી* નાખવા હૂકમ કર્યો જેથી કોઇ ને તુલસી માળા મળે નહિ અને પહેરી શકે નહિ, પણ તે વખતે ત્યાના એક શાણા ચોધરીએ તેને કહ્યુ કે એમ કરવાથી શહેર બળી જાય તો પછી બાદશાહને શો જવાબ આપીએ ? એ તો અમારે ગળેજ પડે આ યુક્તિમા ન ફાવ્યો ત્યારે દુકાનોના દ્વાર ચણાવી લેઇ હડતાળ પડાવી કે કોઇ માણસ માલાનુ નામ પણ લે નહિ કોઇ વહેપારી તુલસીની માલા વેચી શકે નહિ આવા પ્રકારના તેના જૂલમ અને ત્રાસથી શ્રીગોકુલનાથજીના સેવકો શિવાય અન્ય કોઇ

---

* કર્ણોપકર્ણ સાંભળ્યું છે કે-ચિદ્રૂપની માફક બ્રહ્મીભૂત શારદા મઠના સ્વામીજી માધવતીર્થજીએ પણ સિદ્ધપુર મુકામે તુલસીકાષ્ઠની માલાઓનો સમૂહ કરી તેમાં અગ્નિ મૂકીને પોતાનો વૈષ્ણવ ધર્મ પ્રત્યેનો દ્વેષ બતાવ્યો હતો.

મનુષ્ય તુલસીમાલા રાખી શક્યુ નહિં ચિદ્રૂપના હુકમથી સિપાઇઓ હિંદુઓના કપાળમા તિલક જુએ તો ભુસાવે, અને માલા જુએ તો ઉતરાવે, ના કહે તો માર મારતા એ મુજબ મથુરામા સર્વત્ર ઉત્પાત થઈ રહ્યો અને જૂલમ વર્તાવ્યો ખુદ બાદશાહનો પક્ષપાત ત્યા ફરીઆદ પણ કોણ સાંભળે એક સમયે સૌભાગ્યવતી સ્ત્રી કપાળમા શૃંગાર અર્થે તિલક કરી તેમા બિંદિ દઇ જળ ભરવા જતી હતી. તેને પણ આ મૂર્ખ સન્યાસીએ નહિં સમજતા ધાર્મીક તિલક જાણી ભુસાવી નખાવ્યું

એ પ્રકારે માલાતિલક સબધી મથુરામા ઘણો જૂલમ થવા માડયો અને વૈષ્ણવોને તે સહન કરવો મુશ્કેલ થઇ પડયો ત્યારે શ્રીગોકુલનાથજીએ તેમને ગોકુલમા આવીને રહેવાની આજ્ઞા કરી

પછી શ્રીગોકુલનાથજીએ આસફખાનને અહિંના સમાચાર કહેવા માટે ન્યાલચદ કબા અને રાજનગર (અમદાવાદ)ના નાગજી ગાધીને બાદશાહની સ્વારીમા મોકલ્યા તેમણે આસફખાનને સર્વ સમાચાર કહ્યા. ત્યારે આસફખાને એમને શ્રીગોકુલનાથજીના કુશળ સમાચાર પૂછી ધૈર્ય આપી દુવા કહેવડાવી કહ્યુ કે–હુ આપની સેવામા હાજર છુ. ન્યાલચદ કબા અને નાગજી ગાધી ખાનગી રજા લેઇ પાછા શ્રી ગોકુળ

આવ્યા અને તેણે આપેલો દિલાસો સર્વ બાલકોને એકાંતમા કહી સભળાવ્યો

માલા ઉતાર્યા પછી મથુરા અને વૃન્દાવનના સ્વામીઓ ચિદ્રૂપના વખાણ કરવા લાગ્યા ત્યારે તેઓને તે અનેક લાલચો આપવા લાગ્યો, કોઇને સરદારી, કોઇને કોટવાલી, કોઇને ધન, વિગેરે અપાવવાના વચનો આપવા લાગ્યો લોભીઆ હોય ત્યા ધૂતારા ભૂખ્યા કેમ મરે? લોભજ સર્વ અનર્થનુ મૂળ છે લોભજ મનુષ્યને પશુ સમ બનાવે છે ધીમે ધીમે સ્વામીજીનો શોખ એટલો બધો વધી પડયો કે તેઓ જે રસ્તે ભિક્ષાને માટે જવાના હોય ત્યા પાણીને બદલે સુગધી જળ છટાવા લાગ્યા, લોકોની આવ જા બધ કરી દેવામા આવતી. સિપાઇઓ બાદશાહની માફક હાજર રહેતા જ્યા પોતે ભિક્ષા લેવાને બેસતા ત્યા સ્ત્રિઓજ તેમને પીરસતી જેને ત્યા ભિક્ષા થતી ત્યાજ શયન થતું ગૃહસ્થની સ્ત્રિઓ તેમને અત્તર ચદન વિગેરે લેપ કરતી, અને ચરણ સેવા કરતી હતી. ગુફામા જ્યારે સ્વામીજી બેસતા ત્યારે તેમના આગળ વીણા વાગતી એક સમયે એક સ્ત્રી ટુકા પનાની સાડી પહેરી જતી હતી તેને જોઇને એણે ટુકા પનાનુ વસ્ત્ર પહેરવાનુ કારણ પૂછ્યું, ત્યારે તેણીએ કહ્યુ કે-વધારે પનાનું મળતું નથી. તે ઉપરથી ચિદ્રૂપે

વણુકરોને બોલાવી તાબડતોબ મોટાપનાનુ વસ્ત્ર વણી આપવાનો હુકમ કર્યો.

થોડા દીવસ પછી એક મોઢ અને એક નાગરને ગોકુલમા એના તાપથી લોકોએ માલા ઉતારી છે કે નહિ ? અને શ્રી ગોકુલનાથજી શો વિચાર કરે છે તે જોવાને મોકલ્યા તેઓએ સર્વને માલા પહેરતા જોઇને તે વાત ચિદ્દરૂપને કહી

ત્યારે ચિદ્દરૂપે ગિરધર, માગજી પડ્યા, મિતમિશ્ર, હરજી મહેતો, રામદાસ અને ભૂતા પડ્યાને શ્રી ગોકુલનાથજીની પાસે સમજાવવાને મોકલ્યા, તેઓએ કહ્યુ કે–સઘળાએ માલા ઉતારી છે, અને આપ ક્યા સુધી નહિ ઉતારો ? બાદશાહના નામથી માલા નહિ ઉતારનારપર તે ઘણો જૂલમ કરે છે, કરશે, અને આપને પણ હેરાન કરશે આ સાભળી ધર્માચાર્ય, સ્વધર્મરક્ષક, શ્રી ગોકુલનાથજી બોલ્યા કે– બીજા માલા ઉતારે તેની સાથે અમારે શો સબધ છે ? અમે કોઇના કહ્યાથી પહેરી નથી કે કોઇના કહ્યાથી માલા ઉતારીએ અમે તો શ્રી ભગવાનની ઇચ્છાને આધીન છીએ એ હેરાન કરશે તેની ફીકર અમોને નથી પ્રભુની ઇચ્છા હશે તેજ થશે.

**શ્રીગોકુલનાથજીની માલા વિષે મસલત. ચિદ્દરૂપનો ગર્વ. ચિદ્દરૂપ પાસે જવાનુ બંધકરવુ. ચિદ્દરૂપે વશગોપાળ ફોજદાર મારફતે કરેલો જુલમ. સંન્યાસીની નિષ્ફલતા. પ્રભુએ કરેલું રક્ષણ.**

શ્રીગોકુલનાથજીનો માલા નહિ ઉતારવાનો બેધડક પ્રત્યુત્તર સાંભળી સલાહ કરાવવા આવેલા તો સ્તબ્ધજ બની ગયા, અને મથુરામા જઇ ચિદ્રૂપને સર્વ સમાચાર કહ્યા તે સાભળી ચિદ્રૂપ ઘણોજ તપી ગયો

ત્યાર પછી શ્રીગોકુલનાથજીએ કેટલાક વૈષ્ણવોને એકાતમા બોલાવીને આ વિષયમા અભિપ્રાય પૂછયો, ત્યારે તે વૈષ્ણવોમાથી પુરૂષોત્તમદાસ મેહેગ ક્ષત્રી વૈષ્ણવ હતા તેમણે કહ્યુ કે,– " કૃપાનાથ ! આપ સર્વ જાણો છો અને જગત્‌મા ધર્મના રક્ષણ માટે આપ માલા ધારણ કરોછો, જો આપ માલા ઉતારવાનો વિચાર કરશો તો ધર્મ કોને શરણે જશે ? " શ્રીગોકુલનાથજીએ પુરૂષોત્તમદાસના આ અભિપ્રાયને સાભળીને સર્વને ધૈર્ય અને હિંમત આપી

તે પછી શ્રીગોકુલનાથજી સન્યાસી પાસે ચોથે પાચમે દિવસે જવા લાગ્યા સન્યાસી તેઓ શ્રીના તેજ અને પ્રતાપ બળથી સ્પષ્ટ રીતે માલા ઉતારવાનુ કહી શકતો નહિ કિંતુ માર્મીક રીતે બોલ્યા કરતો અને બાદશાહ સંબધી ગર્વ બતાવતો

એક સમયે શ્રીગોકુલનાથજી સન્યાસીના આશ્રમમાં બેઠા હતા, તે સમયે ચિદ્રૂપના હાથમા પોતાનું વર્ષફળ હતું તે જોઇને તેણે કહ્યું કે મારે આ વર્ષમા સર્વોત્તમ

" ચૂડામણી " નામનો યોગ છે પછી તે મ્લેચ્છ ભાષામા કાઇક બોલ્યો અને શ્રીગોકુલનાથજીને પૂછ્યુ કે–તમે આ ભાષા સમજોછો, તેઓ શ્રીએ ના પાડતા તેણે કહ્યુ કે–ત્રણ બાદશાહી સુધીમા કોઇ માલા પહેરી શકે નહિં, એવો મારે યોગ છે તે પછી જ્યારે જ્યારે શ્રી ગોકુલનાથજી ત્યા પધારતા ત્યારે તે તેનુ તેજ કહ્યા કરતો તેથી શ્રીગોકુલનાથજીએ તેને ગર્વીષ્ટ સમજી ત્યા જવાનુ બધ કર્યુ

ચિદ્રૂપે શ્રીગોકુલનાથજીને પોતાની પાસે બોલાવવા અનેક યત્નો કર્યા પરતુ તેને મદોન્મત્ત અને દૂરાગ્રહી સમજી તેની પાસે જવાનુ સ્વીકાર્યુ નહિં

એ પ્રકારે શ્રીગોકુલનાથજીને બોલાવવાના પ્રયત્નોમા તે ફાવ્યો નહિ ત્યારે તેણે રાજકીય બળ વાપરવાનો વિચાર કર્યો એવામા આગ્રાના ફોજદારની બદલી થઇ અને તેની જગાએ **વંશગોપાલ** નામના ઉગ્રસ્વભાવના ક્ષત્રીયને મોકલવામા આવ્યો મથુરામા આવી તે ચિદ્રૂપને મળવા ગયો તે સમય ચિદ્રૂપે તેને કહ્યુ કે–તું કોઇ પણ યુકિતથી એક વખત શ્રીગોકુલનાથજીને અત્રે લાવ આ સાભળી સન્યાસીનુ બાદશાહ પાસે સારૂ માન હોવાથી પોતાને સારો લાભ મળશે એમ જાણી તેણે કહ્યુ કે–જરૂર લઇ આવુછુ એમ કહી શ્રીગોકુલમા ગયો તેની આતર ઇચ્છા જાણી શ્રીગોકુલનાથજીએ તેનો સત્કાર કર્યો નહિ

તેથી તેને માઠુ લાગ્યું અને તેઓ શ્રીને હેરાન કરવાની ઇચ્છાથી મહાવનમા ગયો અને એવો વિચાર ર્ક્યો કે લશ્કર લેઇ ગોકુળને ઘેરો ઘાલી શ્રી ગોકુલનાથજીને બળથી સન્યાસી પાસે લેઇ જાઉં એમ ધારી લશ્કર તૈયાર કરવા માડયું ત્યારે લશ્કરના સરદાર ગદાધરે પૃછ્યુ કે-આ તુ શુ કરે છે ? હુ અહિંનો હાકેમ છુ અને મને પૃછ્યા શિવાય શા માટે લશ્કર તૈયાર કરે છે ? મને કહે તો હુ સાથે આવુ અગર લશ્કર મોકલુ પણ શ્રીગોકુલનાથજીની રીત એવી છે કે એમની ખુશી હોયતો માત્ર એક માણુસ જઇ બોલાવી લાવે તો આવે, અગર નહિ તો એક લાખ અસ્વાર મોકલીએ તો પણ આવે નહિ. તમે તો શુ પણ માળાના સબધમા ખુદ બાદશાહ જોડે તેમને વાતચિત્ત થઇ ત્યારે તેઓ પણ એમના પ્રતાપબળથી અજાઇ કાઇ બોલી શકયા નહિં તો પછી તમો અને તમારૂ લશ્કર તેમને શુ કરવાના છો ?

સેનાપતિ ગદાધરદાસનુ બોલવુ સાભળી વશગોપાળે શ્રીગોકુલનાથજીને પકડી જવાનો ઇરાદો છોડી દીધો બીજે દીવસે તે પડે એમની બેઠકમા જઇ બેઠો. તે સમયે શ્રી ગોકુલનાથજી ભીતર હતા. એમને વશગોપાળ આવવાના સમાચાર મળ્યા એટલે ભીતરથી પરવારી બહાર આવ્યા અને સત્કાર કરી પૂછ્યું કે-કેમ આવ્યા છો ? ત્યારે વશ-ગોપાળે સર્વ હકીકત કહી અને કહ્યુ કે-આપને સન્યાસી

બોલાવે છે માટે પધારીને અમને મોટાઇ અપાવો ? ત્યારે શ્રીગોકુલનાથજીએ કહ્યુ કે–અમારે ત્યા આવવાની જરૂર નથી ઘણુા કાલાવાલા કરવા છતા પોતે માન્યુ નહિં અને વશ ગોપાળને પ્રસાદ અપાવી વિદાય કર્યો વશગોપાળના મનમા જતી વખતે શ્રીગોકુલનાથજીને માટે માન ઉત્પન્ન થયુ કેવો સ્વરૂપ પ્રભાવ–ફોજદાર થઇ પકડવા આવ્યો લશ્કર ભેગુ કર્યું, પરંતુ આખરે તે દીન થઇ યશ ગાવા લાગ્યો ? તેણે સન્યાસીની પાસે જઇ કહ્યુ કે– શ્રીગોકુલ-નાથજી જેવા પવિત્ર વેદમાર્ગ પ્રમાણે વર્તન કરનાર ધર્મ પ્રચારક આચાર્યને મારાથી કાઇપણ કેમ કહી શકાય ? તે સાભળી ચિદ્‌રૂપ ક્રોધે ભરાયો, અને ગાળો દેઇ કહ્યુ કે– પકડી લાવ્યો નહિ અને ઉલટી મારા આગળ તેમની સ્તુતિ કરે છે માટે ફરીથી જા અને જો મારૂ કામ હોય તો તેમને પકડી લાવ ? આ ઉપરથી વશગોપાળ ફરીને ત્રીજે દિવસે શ્રીગોકુલનાથજી પાસે આવ્યો, અને ઘણીજ આજીજી કરી સન્યાસી પાસે પધારવા વિનતિ કરી. આપે સ્પષ્ટ ના કહી છતા જ્યારે તેણે કેડો મૂકયો નહિ ત્યારે શ્રીગોકુલનાથજીએ કહ્યુ કે–તું લેઇ જનાર કોણુ ! તારે માટે અમે શા સારૂ આવીએ ? અમારે શુ પ્રયોજન ? તે તુ તારા હ્રદયમા વિચારી જો અમારે સન્યાસી સાથે કાઇ ભાગ પાડવાનો નથી. માટે જાવ અને સ્પષ્ટ કહો કે–આવવા ના પાડે છે

આ પ્રકારે સ્પષ્ટ નકારમા જવાબ મળતા તેણે રીસથી કહ્યુ કે-હવે હુ શુ કરૂછુ તે આપ જુઓ ? આ સાંભળી લોકો ભયભીત થઇ ગયા અને વિનતી કરીકે-મહારાજ ? આપશ્રી એકવાર ત્યા પધારો ? આપશ્રીએ આજ્ઞા કરીકે-કોઇ ચિંત કરશો નહિ એ કાઇ કરી શકનાર નથી વૈષ્ણવોએ ગોકુલદાસ ભીતરીયા મારફતે વિનતી કરાવી પણ પોતે સ્પષ્ટ ના પાડી અને કહ્યુકે-બાદશાહ બોલાવશે તોજ હુ જઇશ મારે સન્યાસ પાસે જવાનુ પ્રયોજન નથી. સર્વ વૈષ્ણવોના મનમા ભર લાગ્યો કે—

ગુસ્સે થએલો વશગોપાળ લશ્કર લેઇ આપને પકડવ આવશે તેથી બધા આખી રાત આપશ્રીની બેઠકમાજ બેસ રહ્યા કેવી સ્વામિ વાત્સલ્યતા ? પ્રભુ કર્તુ અકર્તુ અન્યથ કર્તુ સર્વ સામર્થ્યવાન્ છે, પ્રભુને માટે શુ અશકય છે તેમને ચિંતા શાની હોય ? આગ્રાના હાકેમ લશ્કરખાનન બુદ્ધિમાં શ્રીહરિએ પ્રેરણા કરી, જ્યારે તેણે સાભળ્યુ વશગોપાળ ચિદ્રૂપની શીખવણીથી શ્રીગોકુલનાથજીને હેરા કરે છે ત્યારે તેણે તેને પત્ર લખી આગ્રે બોલાવ્યો અને હૂક કર્યો કે જો તમારે નોકરી કરવી હોયતો તાબડતોબ અ હાજર થવુ. હવે તે બિચારો શુ કરે ! શ્રીગોકુલનાથજી કેવી રીતે પકડે ? ઉપરીનો હુકમ થતાજ આગ્રે જવુ પડ્યું

અને સન્યાસી ગુફામાજ રહ્યો **प्रभु: सर्व समर्थो हि ततो निश्चिंततां व्रजेत्** ॥ પ્રભુ સર્વ સામર્થ્ય યુક્ત છે માટે જીવે નિશ્ચિત થઇને ભગવત્પરાયણ રહેવુ જોઇએ

## માલા નહિ ઉતારવાનો શ્રીગોકુલનાથજીનો દઢ નિશ્ચય

પોતાને બાદશાહે બાવાજી કહીને બોલાવ્યો, પોતાના કહેવા પ્રમાણે માલા ઉતરાવવાનો હુકમ કર્યો, અને બાદશાહના કહેવાથી મોટા અમીર ઉમરાવોએ એને માન આપ્યું, આ સઘળી વાતોથી ચિદ્રૂપને ફુલાવાનુ કારણ મળ્યું વળી વર્ષમા ચૂડામણિ યોગથી એણે અનુમાન કર્યુ કે ત્રણ બાદશાહી સુધીમા કોઇ માલા ધારણ કરી શકે એવો નથી ઇત્યાદિ કારણથી વૈષ્ણવધર્મ જડમૂળથી ઉખેડી નાખવાને એ તત્પર થયો બાદશાહ સન્યાસીને માને છે આ વાત લોકોમા પ્રસિદ્ધ થવાથી અમલદારો તેની ખુશામત કરતા, અને તેની આજ્ઞા પ્રમાણે ચાલતા, જેથી પોતે એક મ્હોટો અમલદાર હોય એમ તે પોતાને માનવા લાગ્યો. પોતાને ધર્મ સબધી ઉડી માહિતી ન હોય તે કારણથી કે માત્ર બાદશાહનો હુકમ સર્વ માન્ય કરશે એમ ધારી એણે શ્રીગોકુલનાથજી સાથે વાદવિવાદ કરવાનો વિચાર માડી વાળ્યો, અને જે કામ શાસ્રાર્થને વિષે જય કે વિજય સહેલાઇથી કરી ન શકે તે કામ એણે બાદશાહની છડી પાસે કરાવવાનો નિશ્ચય ર્ક્યો.

વૈષ્ણવધર્મનુ ખરૂ રહસ્ય માલા અને તિલકરૂપ બાહ્યચિન્હોમાજ સમાયલુ હોય એમ એ ધારવા લાગ્યો એ કારણથી એની પાસે જે જે અમલદારો આવતા તેમને વૈષ્ણવોની માલા ઉતરાવવાનો અને તિલક ભૂસાવી નાખવાનો એ આગ્રહ કરતો

શ્રીગોકુલનાથજી શાસ્ત્રમા નિપૂણ હતા અને તેમના સિદ્ધાન્ત વેદશાસ્ત્રાનુકૂલ હતા તેથી ચિદ્દરૂપ માલા તિલક શાસ્ત્ર વિરૂદ્ધ છે એમ કહિને નહિં પણ બાદશાહનો હૂકમ છે કે કોઈએ માલા તિલક ધારણ કરવા નહિં એમ કહિને અમલદારો મારફતે માલા ઉતરાવવા લાગ્યો જેઓ ચુસ્ત વૈષ્ણવો ન્હોતા તેમણે તો માલા ઉતારી, પરતુ જેઓ ચુસ્ત શ્રદ્ધાળુ હતા તેમના મન ઘણા દુખાવા લાગ્યા, અને જુલમ થાય છે એમ તેઓ પોકારવા લાગ્યા

કવિ કહે છે કે–ઘણો જુલમ થતા ધર્મ ત્રાસ પામી શ્રીગોકુલનાથજીને શરણે ગયો અને પ્રાર્થના કરી કહ્યુ કે– કૃપાનાથ ! હુ જગદ્‌ગુરૂ શ્રીઆચાર્યજી મહાપ્રભુજીની આજ્ઞાથી પૃથ્વીમા વિશેષપણે કરીને વરયો છુ પરતુ અત્યારે કલિયુગના બળથી મારે તેમા રહેવુ કઠણ થઈ પડ્યુ છે મ્હને આપના શિવાય અન્ય કોઇ રક્ષક નથી, તેથી હે ધર્મધુરધર દીનાનાથ ? હુ આપને શરણે આવ્યો છુ આપ મારી રક્ષા કરો. ધર્મના આ વચન સાંભળીને શ્રીગોકુલનાથજીએ તેને અભય વચન

આપ્યું અને આજ્ઞા કરી કે–તું પૃથ્વીમાજ નહિ પણ ચૌદે લોકમા નિશક અને નિડર થઇ વિચરણ કર. એ પ્રકારે આશ્વાસન આપીને અને વૈષ્ણવોને ધીરજ આપી કે કોઇએ માલા ઉતારવી નહિ એમ આજ્ઞા કરી પોતે શ્રીજીદ્વાર પધારવા તૈયારી કરી જ્યારે જ્યારે જ્ઞાતિ સબધી, રાજ્ય સબધી, કે ધર્મ સબધી ખટપટ ચાલે છે ત્યારે હજારો ગપાટા ચાલે છે, લોકો તર્ક વિતર્ક કરે છે, તેવીજ રીતે તે સમયે પણ અનેક વાતો ચાલવા લાગી કેટલાક કહેવા લાગ્યા કે સન્યાસી પાસે જાય છે, કેટલાક કહેવા લાગ્યા કે બાદશાહનો સખ્ત હુકમ આવ્યો છે તેથી વિચાર કરવા કે સલાહ લેવા જાય છે કેટલાક કહેવા લાગ્યા કે–આપ શ્રી પધારશે અને સન્યાસી માલા જબરાઇથી ઉતરાવશે તો શુ કરીશુ ! આ સાભળી સર્વના મનનો ડર દૂર કરવાને અને હિમત આપવાને શ્રીગોકુલનાથજીએ કહ્યુ કે–હુ માત્ર દર્શન કરવાને જાઉ છુ બીજે ત્રીજે દીવસે પાછો આવીશ તમો કોઇ માલા ઉતારશો નહિ એ પ્રમાણે કહી શ્રીનાથદ્વાર પધાર્યા શ્રીગોકુલનાથજી માલા ઉતારવાના નથી એમ જાણી ચિદ્રૂપે રીસ કરીને શેરખાન ફોજદાર, રોહિલ્લા દાદુકા કોટવાલ, શકદાર કતરદીન, રાજમલ કાનૂગા, ચતુર્ભૂજ ચોધરી, અને જેચદ ચોબાને આગ્રહ કરી તેડાવ્યા તે બધા આવ્યા અને તેમની સાથે જદુનદન મોઢ અને સારગપાણી મૂલો, ને મથુરીયો અને બીજા પણ

આવ્યા આ વખતે એતબારખાનના હુકમથી ઉદેરામ, કબોને જેઠમલ એ ત્રણ ભાઇ સન્યાગીની રક્ષા કરતા હતા બધા આવ્યા પછી ચિદ્દરૂપે તેમને બાદશાહનુ ઓઠુ દઇ કહ્યુ કે-સર્વેએ માલા ઉતારી પણ શ્રીગોકુલનાથજી ઉતારતા નથી માટે તમે સર્વે મળી તેમને સમજાવો મે આજ સુધી ઘણુ સહન કર્યું છે આ સાભળી શકદાર અને કોટવાલ સિવાય બીજા બધા ગોકુલ ગયા અને શ્રીગોકુલનાથજીને નમન કરી કહ્યુ કે-સન્યાસી હઠે ચઢયો છે માટે આપ એક વખત માલા ઉતારો ? ત્યારે શ્રીગોકુલનાથજીએ કહ્યુ કે-એની હઠથી શુ ? એતો વિકલ (ગાડો) થયો છે એનુ કહ્યુ શી રીતે મનાય ? એતો આજે માલા ઉતારવાનુ કહે છે તો કાલે જનોઇ ઉતારવાનુ કહેશે ! માટે એને કરવુ હોય તે કરે ! એના કહ્યાથી ધર્મ વિરૂદ્ધ અમો માલા કદાપિ ઉતારનાર નથી એ પ્રમાણે ઉત્તર સાભળી સર્વે ચિદ્દરૂપની પાસે ગયા અને કહ્યુ કે-તમારૂ કહ્યુ શ્રીગોકુલનાથજી કરવાના નથી તેથી તે ઘણોજ ક્રોધે ભરાયો અને અનેક જાતના ઉપદ્રવો કરવા લાગ્યો.

ચિદ્દરૂપની પ્રેરણાથી કેટલાએક ખુશામતિયા અમલદારો જબરાઇથી વૈષ્ણવોની માલાઓ તોડી નખાવા લાગ્યા, વૈષ્ણવોનાં અપમાન કરવા લાગ્યા.

વળી તેઓ જુઠાં જુઠાં ફરમાન બનાવી કહેવા લાગ્યા

કે આખુ ગોકુલ ગામ ઘેરી લેવામાં આવશે. ત્યારે અહિ કોઇ રહી શકશે નહિ એ પ્રકારે અનેક ઉપદ્રવો થવા છતા શ્રી ગોકુલનાથજી કાંઇ બોલતા નહિ

પછી એક સમય શ્રી ગોકુલનાથજી શ્રીનાથદ્વાર પધાર્યા ત્યારે મથુરામા ચિદ્દરૂપની મ ડળીમા વિચાર થયો કે જ્યારે શ્રી ગોકુલનાથજી શ્રીજીદ્વારથી પાછા પધારે તે સમયે જબરદસ્તીથી એમની માલા ઉતરાવવી અને કહેવુ કે તેવી રીતે ઉતરાવવાનુ બાદશાહ તરફથી લખાણ આવ્યું છે આ વાત મથુરામા જાદવરાય નામનો વૈષ્ણવ રાજદ્વારમા નોકર હતો, તેણે સાભળી, અને તે સત્ય માની એક વૈષ્ણવદ્વારા એ સમાચાર ગોકુલ મોકલાવ્યા. તે વૈષ્ણવે ગોકુલમાં આવી એ સમાચાર શ્રી ગોકુલનાથજીના પુત્ર શ્રી ગોપાલજીને કહ્યા ત્યારે શ્રી ગોપાલજીએ એ સમાચાર એક પત્રમા લખી શ્રી ગોકુલનાથજીને શ્રીનાથદ્વાર મોકલ્યા શ્રી ગોકુલનાથજી પત્ર વાચી કાઇ ઙર્યા નહિ. અને શ્રી મથુરાજીમા થઇ શ્રી ગોકુલ પધાર્યા તોપણુ કોઇ એઓશ્રીની સામે થઇ શક્યુ નહિ

આ વિષય સર્વત્ર ચર્ચાસ્પદ થઇ પડયો અને સર્વે મનુષ્યો માલા ઉતારવાને આગ્રહ કરવા લાગ્યા ત્યારે મહારાજશ્રીએ સ્પષ્ટ આજ્ઞા કરી કે– સ ન્યાસી તો શુ પણુ બાદશાહ પોતે આવશે તોપણુ અમો માલા ઉતારવાના નથી

## સંન્યાસીનો નાશ કરવા વૈષ્ણવોની તીવ્ર લાગણી તથા શ્રી ગોકુલનાથજીનો અટકાવ

સન્યાસીના ત્રાસથી વૈષ્ણવો એટલા બધા હેરાન થયા હતા કે તેઓ કોઇપણ ઉપાયે તેનો ઘાટ ઘડવા તૈયાર થઇ ગયા એક સમય જ્યારે શ્રીગોકુલનાથજીની બેઠકમા સર્વ સમાજ ભરાયો હતો તે વખતે સન્યાસીના અનહદ જુલમની વાત નીકળતા સર્વે કકળવા લાગ્યા. અને દુખાવેશમા તે સન્યાસીનો નાશ કરવાની દરેક જૂદીજૂદી યુકિત બતાવવા લાગ્યા, કાવિઠા ( ધોળકા પાસે ) ના પ્રાગદાસે કહ્યુ કે- કહો તો હુ તેના શિરનુ છેદન કરૂ બીજા એક પહોરૂ એ કહ્યું કે-હુ જળમા એક પ્રહર સુધી રહી શકુછુ. અને તેથી જ્યારે તે દુષ્ટ સ્નાન કરવા આવે ત્યારે તેને ઉડા પાણીમા ખેચી જઇ ડુબાડી દઉ આ વાતો શ્રીગોકુલનાથજીએ ભીતરથી સાભળી કે તુરતજ પોતે એકદમ બહાર પધાર્યા અને સર્વ વૈષ્ણવોને આજ્ઞા કરી કે-તમારે કોઇએ કદી આવા વિચાર કરવા નહિ **ધર્મના રક્ષણ માટે જે કાંઇ દુઃખ પડે તે સઘળું સહન કરવું, પણ દેહાન્ત સુધી ધર્મનો ત્યાગ નજ થવો જોઇએ, સ્વધર્મના રક્ષણ અર્થે તુચ્છ ઉપાયો નહિ યોજતાં પોતાની જાતે સર્વ સહન કરવા આગ્રહ રાખવો. તેથી અંતે શ્રીહરિ**

રક્ષણ કરશે. જુઓ પાંડવોની સભામા શિશુપાળે શ્રીકૃષ્ણને સો ગાળો દીધી ત્યા સૂધી પ્રભુ મૌનજ રહ્યા, આગળ વધ્યો કે તેનો પાપનો ઘડો ભરાયો, પ્રભુએ ક્ષણમા તૃણવત્ વિનાશ કર્યો માટે તે કુટીલ જે જે દુ ખ દે તે સર્વ સહન કરો ? જ્યારે એના પાપનો ઘડો ભરાશે, ત્યારે પ્રભુ સ્વત એની શિક્ષા કરી સદા સર્વદા ધર્મનો વિજય કરશે મથુરાવાસીઓને વધુ દુ ખ હોયતો ગોકુલમા આવી રહેવુ.

## શકદાર સારંગપાણી તથા કોટવાલ ઉદેરામને ચિદ્રૂપની ધમકી, તેમનુ શ્રીગોકુલનાથજી પાસે જવું. લેખી હુકમની માગણી, પ્યાદાને ફિટ્કાર.

એમ કરતા ચાર માસ વીતી ગયા અને **સં૦ ૧૬૭૭ મહા સુદી ૫ (વસંતપંચમી)** ગઇ તોપણ શ્રીગોકુલનાથ જીએ માલા ઉતારી નહિ, તેથી સન્યાસીએ મથુરાના શકદાર સારગપાણી તથા કોટવાલ ઉદેરામ એ બનેને બોલાવી કહ્યુ કે– આટલા બધા દીવસ થઇ જવા છતા તમો હજુ ગોકુલ નાથજીની માલા કેમ ઉતરાવતા નથી ? બાદશાહ તમને તે વિષે પૂછશે ત્યારે શો જવાબ દેશો ? સન્યાસીના આ વચન સાળળી તેઓ ગોકુલ ગયા

પ્રથમ કોટવાલ શ્રી ગોકુલનાથજી પાસે ગયો, તેઓશ્રીએ આવવાનુ પ્રયોજન પૂછ્યું, ત્યારે તેણે કહ્યુ કે– હુ કામ પ્રસગે

મહાવન ગયો હતો ત્યાથી સ્હેજ અત્રે આવ્યો છું કે ગોકુલના તમાસા જોતો જાઉ ! આ સાંભળી આપશ્રીએ માર્મીક શબ્દોમા કહ્યુ કે–અહિ તો અમારૂ ઘર છે તમાસો જોવો હોય તો મથુરાજીમા કેશવરાયમા જોજો ? છેવટે કોટવાલે કહ્યુ કે– બાદશાહની મનાઇ છતા આપ હજુ માલા કેમ પહેરો છો ? જો બાદશાહે માલા પહેરવાનો લેખ કરી આપ્યો હોય તો બતાવો ? ત્યારે શ્રી ગોકુલનાથજીએ કહ્યુ કે– માલા પહેરવી નહિ. એવો બાદશાહનો લેખી હુકમ થયો હોય તો તમે મને બતાવો ? માલાની તકરાર નથી પણ પચાયતનની તકરાર છે અને એ વિષે અમે દેશાધિપતિની સાથે વાત કરી છે

બન્ને વચ્ચે આ રકઝક ચાલતી હતી તેટલામાં એક પ્યાદાએ દામોદર ભટ્ટના કઠની માલા ઉપર હાથ નાંખ્યો, પણ માલા હાથમા આવી નહિ અને પોતે ત્યાથી ઉઠી અટારીપર નાસી ગયા અને ઘણો શોરબકોર થઇ રહ્યો ત્યારે શ્રી ગોકુલનાથજીએ સર્વેને શાત કરી કહ્યુ કે– તમો વૈષ્ણવોને શા માટે હેરાન કરો છો ? પોતાની માલા બહાર લાવી કહ્યું કે– આ મારા કઠમા માલા છે, તમારે જે કહેવુ હોય તે મને કહો ? ત્યારે કોટવાલે કહ્યુ કે–જો આપ ભલું ચ્હાતા હો તો સન્યાસી કહે તે કરો આ સાંભળી મહારાજ શ્રીએ

કહ્યું કે-અમો સન્યાસીનુ કહેવુ વેદ શાસ્ત્ર વિરૂદ્ધ હોવાથી કદાપિ કરનાર નથી

**શકદારનો બોધ, શ્રીગોકુલનાથજીનો પ્રત્યુત્તર, શકદારનો સન્યાસી પાસે લેઇ જવાનો આગ્રહ, નકારમાં જવાબ, બાદશાહ પાસે જવાનો સ્વિકાર, શકદારે ફરીને સન્યાસી પાસે જવા કરેલો આગ્રહ, માગણીનો સ્વિકાર, અને શકદારની મથુરાં લેઇ જવાની યુક્તિ.**

તે ઉપરથી કોટવાલે કહ્યુ કે-શકદાર અહિં આવ્યા છે ત્યા આપ પધારો ? તેથી પોતે ત્યા પધાર્યા ત્યારે શકદારે કહ્યુ કે-આપ બાદશાહ પ્રત્યે હઠ કરો છો એ ઠીક નહિ બાદશાહ ઘણોજ હઠીલો અને ક્રોધી છે તેમજ હાલમા તે ચિદ્રૂપની આજ્ઞાને આધીન છે બાદશાહનુ રાજ્ય સમુદ્ર પર્યંત છે, એનુ રાજ્ય છોડી અન્યત્ર જવાથી પણ સુખી થવાનો સભવ નથી માટે આપ માલા ઉતારવાનો વિચાર કરી મારી સાથે ચિદ્રૂપ પાસે ચાલો

શ્રીગોકુલનાથજીએ કહ્યુ કે-હુ સન્યાસી પાસે આવવા ઇચ્છતો નથી કેમકે ત્યા આવીને કરવાનુ શુ ? શાસ્ત્ર પ્રમાણે વાતચીત કરવા તેમની ઇચ્છા નથી. તથાપિ જો શાસ્ત્રાર્થ કરવા તેમની ઇચ્છા હોય તો વિષય અને દીવસ નક્કી કરો ?

અને મને ખબર આપો, એટલે હુ ખુશીથી ત્યા આવીશ પરતુ સત્ય રીતે તે શાસ્ત્રાર્થ કરનારજ નથી, કેમકે તેમને તે વાતનો અનુભવ થઇ ચુકયો છે એટલે તેમને ખાત્રી છે કે શાસ્ત્રાર્થ કરવામા ફાવીશુ નહિ અમારા પિતામહ શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ એમના માયાવાદનુ સપૂર્ણ રીતે અનેક પ્રસગે ખડન કર્યું છે અને પોતાનો શુદ્ધાદ્વૈત સપ્રદાય સારી રીતે પ્રતિપાદન કર્યો છે તેથી શાસ્ત્રાધારે વાદવિવાદ કરવા તેમની ઇચ્છા નથી જો કે બાદશાહે તેમના આસુરી મત્ર બળથી અંજાઇ જઇ એક વખત વચન આપ્યુ છે, અને તેના બળથી તે માલા ઉતરાવવા માગે છે, પરતુ બાદશાહને જ્યારે પોતાની ભૂલ સમજાશે ત્યારે તે પોતાના વચનને વળગી રહેવા સભવ નથી અને પ્રભુ કૃપાથી હુ બાદશાહને મોહમાથી દૂર કરી તેની ભૂલ તે સમજી શકે અને સન્યાસીનુ ખરૂ ચારિત્ર્ય બહાર પડે તેવી તજવીજ કરી શકીશ એ બાબતમા હુ કોઇ પ્રકારની ચિંતા રાખતો નથી. ડરથી, ધમકીથી, કે લૌકિક હાનિ કે લાભ અલાભના ભયથી ધર્મ કદાપિ ત્યજી શકાતો નથી ધર્મ ગયા પછીનુ જીવતર નકામુ છે તો પછી જીવવાની ખાતર ધર્મનો ત્યાગ કરવો તે કેવળ મૂર્ખાઇ અથવા ભીરૂતા છે. ઉત્તમ મનુષ્યોને ધર્મ જીવનની સાથેજ જડાઇ ગયેલો હોય છે તેથી તે જીવથી જુદો પાડી શકાયજ નહિ ક્ષણભગુર મનુષ્ય રૂપ બાદશાહના ડરથી પ્રભુ જે

બાદશાહોના બાદશાહ છે તેમણે બતાવેલા માર્ગને તજવો એ ઉચિત નથી તેથી વિચાર કરી મે નિર્ણય કર્યો છે કે-**પ્રાણાંતે હુ મારો ધર્મ છોડીશ નહિ.** અને તે સન્યાસી પાસે પણ આવવા મારી ખુશી નથી

ત્યારે શકદારે કહ્યુ કે-તમે ચિદ્રૂપ પાસે આવવા ખુશી નહોતો બાદશાહ પાસે ચાલો ! તે સાભળી શ્રીગોકુલનાથજીએ કહ્યુ કે ચાલો બાદશાહ પાસે હુ આવુ છુ શકદારે કહ્યુ કે ચાલો ! ત્યારે શ્રીગોકુલનાથજીએ કહ્યુ કે-અમો કાઇ વેરાગી નથી કે તુરત ઉઠીને ચાલવા માડીએ બાદશાહ પાસે આવવા તૈયારી કરવી પડશે અને તેને માટે ઓછામા ઓછા ૨૦ દીવસ જોઇએ ત્યારે શકદારે કહ્યુ કે તમો ચિદ્રૂપની પાસે આવતા નથી અને બાદશાહની પાસે હાલ આવવા ના કહો છો, ત્યારે શુ બાદશાહ પાસે અમારો ઘાટ ઘડાવવો છે ? તમોએ માલા ઉતારી નથી એ વાતની ફરીયાદ સન્યાસી બાદશાહને કરશે તો અમોને ઘાણીમાં ઘાલી પીલી નાખશે નહિ તો આપ એક વખત અમારી ખાતર પણ સન્યાસી પાસે ચાલો

એ પ્રકારે શકદારનો વિવેક ભર્યો આગ્રહ જોઇ શ્રીગોકુલનાથજીએ કહ્યુ કે- ચાલો હું ચિદ્રૂપની પાસે આવુ છુ. અને મારે જે કહેવાનુ હશે તે તેનેજ કહીશ. ત્યારે શકદારે

કહ્યુ કે ચાલો. ત્યારે શ્રીગોકુલનાથજીએ કહ્યુ ઘેર જઇ વસ્ત્ર પહેરીને આવુ છુ

ત્યારે કોટવાલે વિચાર કર્યો કે લશ્કરની જાગીરમાથી સર્વ હિંદુઓના મુકુટમણિ અને વૈષ્ણવોના પ્રાણરૂપ શ્રીગોકુલનાથજીને લેઇ જવા આવ્યો છુ પરતુ જો તેમા વાર થશે અને વખત આસપાસના મેવાસીઓને ખબર આપી બોલાવવામા આવશે તો મારૂજ કાટલુ નીકળી જશે અને હુ ફજેત થઇશ તેથી શ્રીગોકુલનાથજી પરભાર્યા ચિદ્દરૂપ પાસે આવે તો સારૂ એમ ધારી એણે કહ્યુ તમે એમને એમ ચાલો એ પ્રકારે તેની વિનતી સાભળી શ્રીઠકુરાણી ઘાટ ઉપર પધાર્યા.

તે વખતે એક મ્હોટાભાઇ નામના ગરાસિયા વૈષ્ણવે આપને જેયા અને તેના મનમા આવ્યું કે- આ શકદાર અને કોટવાલ તથા એમના માણુસો શ્રીગોકુલનાથજીને દુ ખ દે છે તેથી તેમને તો આ મ્હારી લટકતી તરવારથીજ પુરા કરૂ. જો એક એકને પૂરા ન કરૂ તો હુ રજપૂત શાનો ? હુ ઉભો છુ અને શુ આ મારા પ્રભુ શ્રીગોકુલનાથજીને લેઇ જાય ? એમ ધારી મૂછ મરડી તરવારની મૂઠ તરફ હાથ નાખવા જતા હતા, તેટલામાં શ્રીગોકુલનાથજીની તે તરફ દષ્ટિ પડી તો તેની આંખમા ક્રોધ જણાયો, ત્યારે મહારાજ-

શ્રીયે નેત્રના ઇશારાથી તેમને શાત કરી ચાલ્યા જવાનુ કહ્યુ એ વખતે પહોરૂઆ વિગેરે બીજા વૈષ્ણવો પણ ક્લેશ કરવાને તૈયાર થયા હતા, તેમને પણ સમજાવીને પાછા મોકલ્યા, અને સર્વ બાલકોને કહાવ્યુ કે અહિ કોઇએ આવવુ નહિ

## મહારાજશ્રીનુ મથુરાં પધારવુ, સાથે જવાનો વૈષ્ણવોનો આગ્રહ, રાય ગદાધરદાસ, મથુરામાં શ્રીગોકુલનાથજીની નવી માલાઓ પહેરાવવી.

ઠકુરાણી ઘાટે નાવ આવતા વાર લાગી તેથી શકદાર વિગેરે એ જે ઘાટે નાવ ઉભુ હતુ ત્યા જવા વિચાર કર્યો અને મહરાજશ્રીને ત્યા પધારવા વિનતી કરી દૂર હોવાથી શકદારે મહારાજશ્રીને પોતાના ઘોડા ઉપર તથા તેમના લઘુ બધુ શ્રીઘનશ્યામજી (શ્રીગુસાઈજીના સાતમા લાલજી) આ સમયે સાથે હતા તેમને કોટવાલના ઘોડા ઉપર બિરાજવા જણાવ્યુ, આપ શ્રીએ કહ્યુ કે અમારે ચાલવાનો અભ્યાસ છે ઘોડાની જરૂર નથી ત્યારે શકદારે કહ્યુ કે આપ ચાલો તેથી અમારૂ ખોટુ દેખાય એમ કહી આગ્રહ પૂર્વક ઘોડા ઉપર પધરાવી શકદાર, કોટવાલ તથા તેમના માણસો મહારાજ શ્રીની પછવાડે પગે ચાલતા ગયા અને પોતે ઘોડા ઉપર બિરાજી નાવ પાસે ગયા

શ્રીગોકુલનાથજીની સાથે કેટલાએક વૈષ્ણવો જતા હતા

તેમને સમજાવી પાછા વાળવા માડયા, પરતુ તેઓ પાછા ન વળતા સાથે જવા લાગ્યા ત્યારે હાકેમના સિપાઇઓ તેમને માર મારી દૂર કરવા લાગ્યા, માર પડવા છતા પણ તેઓ શ્રીની સાથેથી **દામોદરદાસ અને વિશ્રામ કારડીયો રજપૂત** ખસ્યા નહિ અને નાવમા ચઢી બેઠા શકદારના માણસોએ નાવમાથી માર મારી ઉતારી મૂક્યા દામોદરદાસ નાવમાથી પાણીમા પડયા તોપણ નાવ પકડીને લાગ આવતા પાછા ચઢી ગયા વિશ્રામના હાથમાથી નાવ છુટી ગયું તો પણ તે તરીને નાવની સાથે ગયા આ સમયે દામોદરદાસ પાસે શ્રીગોકુલનાથજીને આરોગવાના જલનો ગડુઓ હતો તેનુ પ્રાણની માફક યત્ન પૂર્વક સરક્ષણ કર્યું અને માર ખાવા છતા પોતાનો સેવક ધર્મ છોડયો નહિ દામોદરદાસ તથા વિશ્રામદાસે સ્વગુરૂની સેવા માટે જે અસહ્ય માર વેઠયો છે તે દ્વારા તેઓ સૂચવે છે કે–સેવામા અનેક વિઘ્નો નડે છે છતા તેને સહન કરી ધૈર્ય રાખી જે પોતાની સેવા છોડતો નથી તેનેજ ભગવદ્ આશ્રય સિદ્ધ થાય છે માટે **સેવા કરનારને ગમે તેવાં વિઘ્ન આવે તોપણ જ્યાં સુધી પ્રાણમાં પ્રાણ હોય ત્યાં સુધી પુષ્ટિ ભક્તોએ સ્વપ્રભુની સેવાનો ત્યાગ નજ કરવો જોઇએ.** એમ કરતા નાવ સામે પાર પહોચ્યુ

અને શ્રીગોકુલનાથજી ગાડીની રાહ જોઇ ખરિક (ગૌશાળા)

મા ખબરાજ્યા. તે સમયે પાસેના ગામમાં વાજીત્ર વાગતુ સાભળી શકદારે કહ્યુ કે– આપશ્રીને ઘણા શુભ શુકન થાય છે ત્યારે મહારાજ શ્રીએ જવાબ આપ્યો કે–મને તો સર્વદા શુકન સારાજ છે

અત્રે શ્રીગોકુલનાથજી થોડીવાર થોભ્યા એટલામા સામે પાર જે વૈષ્ણવોને આવતા શકદારે રોકયા હતા તેમાથી **સોમજી સુતાર** વિગેરે આવી પહોચ્યા અને તેમના મિત્ર **ન્યાલચદ** અને **કુબો રામશાહ** એ બને જણ ત્યા ન આવતા મહાવન ગયા અને **રાય ગદાધરદાસ**ને ખબર આપી કે શકદાર વિગેરે આવી મહારાજ શ્રીને લેઇ જાય છે, આ સાભળતા તેના ક્રોધાગ્નિનો પાર રહ્યો નહિં અને તેના મનમા આવ્યુ કે–શુ મારી હયાતિમા મ્હારી જાગીરમાથી મહારાજશ્રીને લેઇ જાય છે ! એમ કહી તેણે ડકો વગડાવી લશ્કર ભેગુ કર્યુ અને ચઢાઇ કરી મહાવનના ચોધરીઓ કે જેઓ મહા શૂરવીર અને મહારાજ શ્રીના સેવકો હતા તેઓ પણ ઘણા શૂરવીરોને સાથે લઇ ચઢાઇ કરી યમુનાજીના કિનારે આવી પહોચ્યા, અને ખબર પડી કે મહારાજશ્રીને લેઇ ગયા તેથી ખબર કરનારાઓને મોડી ખબર કરવા માટે ઠપકો આપ્યો ત્યારે એક પહોરૂઆએ કહ્યુ કે–કાઇ પણ ઉપદ્રવ કરવાની શ્રીની આજ્ઞા નથી સામે કિનારેથી શકદારે મહાવનનુ લશ્કર એકઠુ થયેલુ જોઇ વિચાર કર્યો કે લશ્કર

આ તરફ આવી પહોચશે તો મરણુજ આવ્યું એમ વિચારી પલાયન કરવુ ધાર્યું પણ સ્વારીના ઘોડા આવી પહોચ્યા ન હોતા પરતુ એટલામાં એક ઘરની વહેલ આવી પહોચી તેમા શ્રીગોકુલનાથજીને બેસાડી પ્રયાણ કર્યું વહેલ હાકનાર ભોજાભાઇ નામનો ખેડુત હતો તેને ધીમે હાકતો જોઇ શકદારે એક મોગલને બેસાડી જલ્દીથી હાકવા હૂકમ કર્યો, આ સમયે આપશ્રીની પાસે દામોદરદાસ શિવાય બીજા કોઇને રહેવા દીધા નહિ એવામા વાવડી પાસે એક વટેમાર્ગુ સ્વારને દૂરથી આવતો જોઇ શકદારે ધાર્યું કે મહાવનના સ્વાર આવી પહોચ્યા. અને તેથી પોતાના માણસોને ઉઘાડી તલવારે ચાલવા હૂકમ કર્યો શકદારને ભયભીત જાણી શ્રીગોકુલનાથજીએ કહ્યુ કે–તમો શા માટે ડર રાખો છો ! મે ગદાધરદાસને કહાવી મોકલ્યું છે કે તમે કોઇ આવશો નહિ તમારા આવ્યાથી કલેશ વધશે માટે તેઓ કોઇ અત્રે આવનાર નથી

શ્રીગોકુલનાથજીને મથુરા લેઇ ગયાના સમાચાર સાભળી ગોકુલમા હાહાકાર થઇ રહ્યો. જયદેવજી સૂતા હતા તે જાગ્યા અને કહ્યુ કે આ કોલાહલ શાનો છે? વૈષ્ણવોએ કહ્યુ કે– શ્રીવલ્લભને (શ્રીગોકુલનાથજીને) મથુરા લેઇ ગયા, તમને કેમ ઉઘ આવે છે ! તે સાભળી તૈયાર થઇ એકદમ આગ્રે લશ્કરખાન પાસે ગયા. શ્રીગોપાલ તો તિબારીમાજ બેસી રહ્યા, કેમકે તેમને જવાની આજ્ઞા નહોતી. સર્વભટ્ટ

શ્રીગોપાલ પાસે આવી વાતો કરવા લાગ્યા, તે જોઇ પોલીયો ધર્મદાસ રજપૂત હતો તેણે કહ્યુ કે- વાતો કરે શુ દહાડો વળશે ? જાઓ ? નહિં તો જનોઇ કાઢી નાખો, જો ક્ષત્રિયત્વ (લઢાઇ)ના કામ હોયતો અમો તૈયાર છીએ પણ આતે તમારૂ (ધર્મરક્ષણનુ) કામ છે માટે મથુરા જાઓ ? પછી તે સર્વે મથુરા ગયા પાછળ હજારો વૈષ્ણવો જઇ પહોચ્યા રસ્તામાં કોઇએ પૂછયું કે-ક્યા સર્વે જાવછો ? ત્યારે વિઠ્ઠલ ભટ્ટે કહ્યુ કે-"[1]જ્યા ધર્મ છે ત્યા અમે જઇએ છીએ "

આ પ્રમાણે સવત ૧૯૭૯ના ફાગણ વદ ૧૪નારોજ શ્રીગોકુલથી વૈષ્ણવોના ટોળે ટોળા આવી પહોચ્યા કેટલાક તે એટલી ઝડપથી આવ્યા કે શ્રીગોકુલનાથજીના પધારતા પહેલા મથુરામા આવી પહોચ્યા અને કેશવમારૂના બાગ સુધી એમને સામે આવ્યા, પછી શ્રીગોકુલનાથજી સૂર્યકુડ ઉપર જઇ બાગમા બિરાજ્યા તે સમયે આપશ્રીને તૃષા અત્યત લાગી હતી

---

૧ આ વાક્ય ઉપર હાલના વર્તમાન આચાર્યશ્રીઓનું ધ્યાન દેવા નમ્ર વિનતી છે, અને આશા છે કે- ધ્યાન આપી ધર્મ રક્ષણાર્થે કટિબદ્ધ થઇ આ ઘોર સમયમા પોતાની સૃષ્ટિમા પોતે પધારીને યા ઉપદેશકોદ્વારા ધર્મ પ્રચાર કરી વૈષ્ણવોને અધર્મથી બચાવવા કૃપા કરશે

પરંતુ ²સ્પર્શા સ્પર્શને લીધે સ્નાન કર્યા શિવાય પોતે જલપાન કર્યું નહિં પછી આવેલા વૈષ્ણવોમાથી કોઇ એક વૈષ્ણવના કંઠમા પોતે માલા નહિ જોતા બીજા વૈષ્ણવોને કહ્યુ કે-થોડી તુલસીની માલાઓ લાવી આપો ? તે લેવા ગયા પણ મથુરામા મળી નહિં કેમકે ત્યા જો કોઇ માલા વેચે છે એવી ખબર પડતી તો તેના ઘરબાર લૂટી લેવામા આવતા તે સમયે એક ગોડીયાની પાસે માલાઓ હતી તે તેણે એવી સરતથી આપી કે મારૂ નામ કોઇને બતાવવુ નહિં કેમકે મારૂ નામ જાણવામા આવશે તો મને ચિદ્રૂપ મારી નખાવશે એમ તેને ભય હતો પછી તે માલાઓ શ્રીગોકુલનાથજીએ પોતાના હાથમા લેઇ જે વૈષ્ણવોએ માલા ઉતારી હતી તે સર્વેને ફરીથી પોતે પહેરાવી અને તેમને કહ્યુ કે તમે સુખેથી માલાઓ પહેરો અને કોઇનો ડર રાખશો નહિં આ વાત ચિદ્રૂપના જાણવામા આવી ત્યારે તેનો ધુંધવાયલો ક્રોધાગ્નિ અત્યંત પ્રજ્વલિત થયો અને તેની જ્વાલામા તે પોતેજ

---

૨ સ્પર્શા સ્પર્શથી આચાર્ય શ્રીએ જલ પણ લીધુ નહોતું, અને તે પણ મ્લેચ્છના, તો પછી અંત્યજોનો તો સ્પર્શ જ કેમ થઇ શકે ? માટે હાલના અંત્યજોદ્ધારક અધર્મીઓથી સાવચેત રહી સ્વધર્મ રક્ષણ કરવા વૈષ્ણવોને ભલામણ કરવામાં આવે છે

બળવા લાગ્યો જ્યારે તે ભિક્ષા કરીને મઠે આવ્યો ત્યારે કોટવાલે મહારાજશ્રીને ચિદ્રૂપ પાસે જવાને જણાવ્યુ ત્યારે આપશ્રીએ કહ્યુ કે મારે સન્યાસી પાસે આવવાની કાંઇ જરૂર નથી

## મહારાજશ્રીને લાવવા માટે ચિદ્રૂપે આપેલો ઠપકો. શ્રીગોકુલનાથજીની માલા ઉતરાવવા કરેલી તજવીજ. માલા ન ઉતારવા માટે શ્રીગોકુલનાથજીએ કરેલો સત્યાગ્રહ.

ત્યારબાદ કોટવાલે તે વાત સન્યાસીને કહી, સન્યાસીએ કહ્યુ કે મે તેમને અહિ લાવવાનુ કયારે કહ્યુ હતું ? મે તો એમને સમજાવી માળા ઉતરાવવાનુ કહ્યુ હતું ત્યાજ તેમની માળા કેમ ન ઉતરાવી ? માટે જાઓ હજુ પણ તેમને સમજાવો અને કોઈપણ રીતે તેમની માળા ઉતરાવો ત્યારે શકદાર અને કોટવાલે કહ્યુ કે– એ અમારૂ સામર્થ્ય નથી, કે અમો તેમના ગળામા હાથ નાખી શકીએ તમો કેમ તેમની માળા ઉતરાવતા નથી ? આ સાભળી સન્યાસી કાંઇ બોલ્યા નહિ

પછી કોટવાલ અને જાદવરાય કબો જે સન્યાસીનો ચોકીદાર હતો તે શ્રીગોકુલનાથજીની પાસે આવ્યા અને

જાદવરાયે શ્રીગોકુલનાથજીને માલા ઉતારવાનુ કહેતાં એઓ-શ્રીએ તેને પાણીછલો કરી નાખ્યો, ત્યારે કોટવાલે કહ્યુ કે-આપશ્રી એકવાર સન્યાસી પાસે આવો અને એ શુ કહે છે તે જુઓ ? ત્યારે આપશ્રીએ કહ્યુ કે- હુ કાઇ તારી પેઠે પરગણુ કમાયો નથી કે ચોધરી નથી કે હુ સન્યાસીનો દબાએલો રહુ. હુ તો આટલે સુધી આવ્યો તે પણ તમારી આબરૂનીજ ખાતર, નહિં કે તેના ભયથી મને સન્યાસીની કઇ નિશબત નથી કદાપિ બાદશાહ મને આ સબધમા બોલાવશે તો હુ તેમની પાસે ખુશીથી જઇશ અને યોગ્ય પ્રત્યુત્તર આપીશ આ સાંભળી વૈષ્ણવોએ કહ્યુ કે સત્ય છે સંન્યાસીને માળા ઉતરાવવાનો શો હક્ક છે ?

આ બધી વાત સન્યાસી પોતાની ગુફામા રહ્યો રહ્યો સાભળતો હતો, અને તેથી તેના મનમા તે સમજ્યો કે શ્રીગોકુલનાથજી આગળ મારૂ કાઇ ચાલી શકે તેમ નથી

એટલામા મધ્યસ્થોએ (મહારાજ શ્રીને બોલાવી લાવનારાઓએ) સન્યાસીને કહ્યુ કે-હાલ કાઇ ગોકુલનાથજી માને તેમ નથી અને સધ્યાકાળ પણ થવા આવી છે માટે તેમને અહિંઆ મુકામ કરી રહેવાનુ કહેવુ કે કેમ ? સન્યા-સીએ કહ્યું કે એમને જે લેઇ આવ્યો હોય તે મુકામની વાત જાણે, મેં ક્યાં એમને અહિ લાવવાનું કહ્યુ હતુ ! ત્યારે

ચતુર્ભુજ ચોબો બોલ્યો કે- શુ લાવનારે જખ મારી કે તમારા હુકમને માની મહા મહેનતે અહિં બોલાવી લાવ્યા ! હરકત નહિ, મારે ત્યાં હુ મુકામ આપીશ ત્યારે સન્યાસીએ શકદારને કહ્યુ કે એમને રાજ્યની રીતિ પ્રમાણે મુકામ આપો શકદાર કાંઇ બોલ્યોજ નહિ પછી ચતુર્ભુજ ચોબાએ શ્રીગોકુલનાથજીને પોતાને ઘેર પધારવા વિનતી કરી તેથી શ્રીગોકુલનાથજી એને ઘેર પધાર્યા ત્યારે કોટવાલના સિપાઇઓ કાંઇ માગવાના બાને ચોબાજીને ત્યા આવ્યા તેમનુ હાર્દ સમજી ચોબાજીએ કહ્યુ કે તમારૂ અહિયા કાંઇ કામ નથી તમો ઘેર જઇ સુઇ રહો. પણ તેઓ ગયા નહિ, એટલામા લોકોના ટોળેટોળા દર્શનાર્થે આવવા લાગ્યા તેમણે સિપાઇઓને એવા ધક્કે ચડાવ્યા કે છેવટે તેમને પલાયન કર્યા શિવાય છુટકો થયોજ નહિ

પછી મહારાજશ્રીએ ચતુર્ભુજને ત્યા મુકામ કરી સ્નાન કરી જળ લીધુ ગોકુલ છોડયા પછી પોતે જળ લીધુ જ નહોતુ તેથી જળ લેઇ શયન રાત્રે કર્યુ બીજે દીવસે સવારે ગામ બહાર દૂર શૌચાદિ ક્રિયા કરી મુકામે પધાર્યા ત્યારે એઓ શ્રીની પાસે કાનુગો, ચોધરી અને મિતમિશ્ર એ ત્રણે જણ સન્યાસીના મોકલવાથી આવી કહેવા લાગ્યા કે-આપ શા માટે માલા ઉતારતા નથી ! આપ હાલ એક વખત ઉતારો અને પછી જોઇયે તો ગોકુલ જઇને ફરીથી પહેરજો. ત્યારે

શ્રીગોકુલનાથજીએ કહ્યુ કે– " अंगीकृतं सुकृतिनः परिपालयन्ति " સજ્જન મનુષ્યો જેનો અ ગીકાર કરે છે તેને સારી રીતે પાલન કરે છે માટે અમો કપટ ભાવથી પણ કદાપિ માલાનો ત્યાગ કરવાના નથી ત્યારે તેઓએ કહ્યુ કે આપની હઠથી આપના બાળકો અને કુટુબ દુ ખી થશે ! મહારાજ શ્રીએ કહ્યુ કે ભગવાન્‌ની જેમ ઇચ્છા હશે તેમ થશે, પણ માલાનો ત્યાગ કદાપિ થઇ શકનાર નથી તેઓએ ફરીથી આગ્રહ પૂર્વક કહ્યુ, પણ પોતે તે માન્યુ નહિં અને તિરસ્કાર પૂર્વક કહ્યુ કે–તમો મને વારવાર સતાવશો નહિ, હુ હવે નિરતરની જ જાળમા રહેવા ઇચ્છતો નથી માટે બાદશાહ પાસે જઇશ અને સર્વ વાતનો નિવેડો લાવીશ પરતુ **માલા કે જે અમારા શિરને સાટે છે અને અમારા પૂર્વજો જેને ધારણ કરતા આવ્યા છે તેનો ત્યાગ કદાપિ થનાર નથી.**

એમ વાત કરતાં મધ્યાહ્ન થયા અને આવેલા ભાજગડિયા પાછા ફર્યા. પછી શ્રીગોકુલનાથજીના ભાણેજે કહ્યુ કે–આ વાત વિચારવા જેવી છે ત્યારે પોતે કહ્યુ કે તમે શુ કરાવવા માગો છો ! તમે તથા બીજા જેને ડર લાગતો હોય તે અહિં રહેતા નહિં પોતપોતાને ઘેર જાઓ. **અમે તો પ્રાણાંતે માલા ઉતારીશુ નહિં.**

## વૈષ્ણવોની અધિરાઇ અને શ્રીગોકુલનાથજીનુ આશ્વાસન

શ્રીગોકુલનાથજીના ઉપરોક્ત વચનો સાભળી ગુણસાગર નામનો ભાટ મનમા ઘણો ડર્યો અને તેણે પોતાના ગદાધર નામના પુત્રને કહ્યુ કે–તુ ઘેર જા તારે અત્રે રહેવાની કાઇ જરૂર નથી ત્યારે અનતદાસે તેને ટોકમા કહ્યુ કે શુ બેટાને ઘેર મોકલી વંશ સાચવવા માગે છે ? જો એમ હોય તો અમારા રાયગોપાળદાસનો છોકરો પણ અહીં છે તેને પણ તુ કહેતો હોય તો વશ રાખવાને ઘેર મોકલી દઇએ ? આ સાભળી ગુણસાગર શરમાઇ ગયો અને ચૂપ થઇ ગયો પછી તેના પુત્ર ગદાધરદાસે કહ્યુ કે–અનતદાસ ભલે મશ્કરી કરે પણ હુ કયા ઘેર પાછો જાઉ છુ.

આ સાભળી ગુજરાતના ભગવદીય કૃષ્ણદાસે પણ અત સુધી શ્રીગોકુલનાથજીની સાથે રહેવાનો નિશ્ચય કર્યો અને સર્વે વૈષ્ણવ સમુદાય સ્ત્રિ તથા પુરૂષો કોઇના હાથમા છરી, કોઇના હાથમાં કટારી, અને કોઇના હાથમા તલવાર લેઇને પોતાની માલા તુટે તો સ્વધર્મ સાચવવાની ખાતર આપઘાત કરીને પોતાના પ્રાણનુ બલિદાન આપવાને માટે અને માલા નહિં તોડવાને સર્વે મરણીયા બની ગયા આ સર્વ કોલાહલ મહારાજશ્રીએ અટારીએથી સાંભળ્યો અને પોતે નીચે પધારી

સર્વેને આશ્વાસન આપી કહ્યુ કે તમો સર્વે ધૈર્ય ધરો ! અને પ્રભુની કેવી ઇચ્છા છે તે જુઓ ! ત્યાસુધી કોઇ આપઘાત કરશો નહિં અને સ્વધર્મનો ત્યાગ કોઇ કરશો નહિં

મનુષ્યમા ધર્મનુ બળ કેટલુ છે, એની પરીક્ષા માટે ભક્તની ખરી કસોટી જોવાને માટે ધર્મ સકટ આવે તો તેથી ડરવુ નહિં, અને "અભય" એટલે સર્વ પ્રકારના ભયનો ત્યાગ કરવો એ ગીતાજીમા દૈવીસૃષ્ટિનુ પ્રથમ લક્ષણુ કહેલુ છે તે ભગવાનના વાક્યને અનુસરવાથીજ ભગવદ્ આશ્રય સિદ્ધ થાય છે એટલુ કહી શ્રીગોકુલનાથજી પાછા પધારતા હતા તેટલામા જેતલી શ્યામદાસે કહ્યુ, મહારાજ પ્રલય આવ્યો છે ત્યારે મહારાજ શ્રીએ કહ્યુ કે તુ કેમ ગભરાય છે, તારે અહિંથી જવુ હોય તો જા ! ત્યારે તે ભટ્ટ પાસે ગયો અને કહ્યુ કે–મહારાજ માલા ઉતારે તો સારૂ ભટ્ટે કહ્યુ કે–આપણે એમ કહીશુ તો અહિંથી ચાલ્યા જવાનુ કહેશે આ સાભળી જેતલી શ્યામદાસ ત્યાથી ગોકુલ જતા રહ્યા અને ત્યા જઇ શ્રીગોપાળને કહ્યુ કે મથુરામાં તો વૈષ્ણવો અને ભટે મળીને બધી બાજી બગાડી નાખી છે અને મહા પ્રલય થઇ રહ્યો છે એ પ્રકારે કહી સર્વ બાલકો, અને વહુ બેટીઓના મનમા ચિંતા ઉત્પન્ન કરી. ત્યારે શ્રીગોપાળે મથુરાથી કુશળતાના સમાચાર મગાવ્યા તથાપિ શ્રીપુરૂષોત્તમજી (શ્રીગુસાઇંજીના ત્રીજા પુત્ર બાલકૃષ્ણજીના પાચમા પુત્ર)

મથુરામા આવ્યા અને શ્રીગોકુલનાથજીને પૂછાવ્યુ કે આપની આજ્ઞા હોય તો આપની પાસે આવુ ત્યારે આપ શ્રીએ કહાવ્યુ કે તમારૂ કાંઇ કામ નથી માટે તમો ઘેર જાઓ

## ચિદ્રૂપનો માલા ઉતરાવવાનો આગ્રહ, વૈષ્ણવોનો માલા નહિં ઉતારવાનો આગ્રહ શ્રીગોકુલનાથજીનો માલા ન ઉતારવાનો દૃઢ નિશ્ચય, અને સન્યાસીને ફીટકાર.

ભાજગડિયાઓ પોતાના કામમા નિષ્ફળ થવાથી સન્યાસી પાસે ગયા અને શ્રીગોકુલનાથજીનો માલા નહિં ઉતારવાનો દૃઢનિશ્ચય તેને કહી સભળાવ્યો અને કહ્યુ કે અમે તો ઘણો પ્રયત્ન કર્યો પણ તે અમારૂ કહેવુ માનતા નથી આ સાભળી ચિદ્રૂપ ઘણો ક્રોધે ભરાયો, પણ ફરીથી શાંત થઇને તેમને કહ્યુ કે–હજુ તમો ફરીથી એક વાર જઇ માલા ઉતારવાનુ કહો ? એ મારૂ માન રાખશે તો હુ સુલતાનને લખી તેમનુ ભલુ કરાવીશ અને ફરમાન મગાવી આપીશ તેમ છતા નહિં માને તો હાકેમને કહીશ એટલે તે બળથી માળા ઉતરાવશે એમ કહી તે ભિક્ષા માટે ગયો, ત્યારે ભાજગડિયાઓ મહારાજશ્રીના મુકામે આવ્યા અને વૈષ્ણવોને તેના કહેલા સમાચાર કહ્યા તે સાભળી વૈષ્ણવો બોલી ઉઠયા કે જો તે સન્યાસી બળ કરશે તો આપણે

મર્વે તેની ઉપર મરીશુ પગ્તુ પ્રાણાતે પણ માલાનો ત્યાગ નહિજ થવા દેઇએ સલાહકારો મહારાજશ્રી પાસે ગયા અને કહ્યુ કે ફકત સન્યાસી પોતાનુ માન સાચવવા માગે છે માટે આપ ફકત એટલુજ કહીદો કે અમો માલા નહિં પહેરીએ આ સાભળી **માધવદાસ** ખવાસે કહ્યુ કે-એ લોકોની સાથે ભાજગડ કરવાની આપશ્રીને શી જરૂર છે? ધૈર્ય રાખી ઢીલા નહિં થવા મારી પ્રાર્થના છે પછી જે આપને યોગ્ય લાગે તે કરશો ત્યારે શ્રીગોકુલનાથજીએ ભાજગડિયાઓને કહ્યુ કે-એકવાર **શ્રીઘનશ્યામજી** (શ્રીગુસાઇજીના સાતમા પુત્ર) ને પૂછી જોઉ આ સાભળી **હરિદાસ** જલધરિયો બોલ્યો કે- આપ તો ઇશ્વરછો, માલા પહેરો અગર ન પહેરો તો આપને તેથી કાઇ હાનિ નથી પરતુ પહેલા અમો ચિદ્દરૂપ ઉપર મરવા તૈયાર હતા પણ આપ શ્રીજો માલા ઉતારવાનો વિચાર કરશો તો અમો આપના ઉપરજ મરીશુ આ પ્રમાણે યુક્તિથી સલાહકારીઓને વૈષ્ણવોનો અભિપ્રાય બતાવી આપશ્રીએ કહ્યુ કે-હવે તમારે માલા સબધમા અમારી સાથે વાતચિત કરવી નહિં સન્યાસીનુ માન જાળવવા અમો ધર્મ છોડીશુ નહિં તેમજ ધર્મ પ્રિય વૈષ્ણવોને મરવા દઇશું નહિં પછી સલાહકારીઓના સમક્ષમા શ્રીઘનશ્યામજીને પૂછ્યું કે-આપનો શો અભિપ્રાય છે? ત્યારે ત્યા આવેલા શ્રીઘનશ્યામજીએ મક્કમપણે જણાવ્યું

કે–તેમા વળી પૂછવાનુ શુ છે, જે આપ કહોછો તેજ સત્ય છે માટે હવે તે લોકોની સાથે માથાકુટ કરવાનુ શુ પ્રયોજન છે ? આ પ્રમાણે સર્વેનો અભિપ્રાય સાભળી તેમનો દૃઢ નિશ્ચય જોઇ સલાહ કરવા આવેલાઓ સર્વે ચાલ્યા ગયા અને જઈને ચિદ્દરૂપને સર્વ સમાચાર કહી સભળાવ્યા

ભાજગડિયાઓ પાછા ફર્યા તે સમયે ત્રીજો પહોર થયો હતો, શ્રીગોકુલનાથજીએ આ માલાની ભાજગડને લીધે ત્યા સુધી જલપાન પણ કર્યું ન હોતુ તેથી મથુરામા ફક્ત વૈષ્ણવોએજ નહિં કિંતુ મ્લેચ્છ લોકો સુદ્ધાત કોઈએ તે દિવસે જલપાન કર્યું ન હોતું તેમજ કસાઇ અને ભઠિઆરા જેવી હલકી કોમોએ પણ ચૂલા સળગાવ્યા ન હોતા આ પ્રમાણે આખા શહેરે પોતાની લાગણી પ્રદર્શીત કરી હતી તથાપિ સન્યાસી ચિદ્દરૂપ ભિક્ષા કરવા ગયા તેભિક્ષા કરીને પાછા ફરી મુકામે જતા દેખીને લોકોએ ઘણો ફીટકાર કર્યો અને કહ્યુ કે ધિક્કાર છે આવા પેટ ભરનારને કે આખુ શહેર ભૂખ્યું તરસ્યું બેસી રહ્યુ છે અને પોતે પોતાનુ પેટ ભર્યું એ મુજબ હાહાકાર થઇ રહ્યો

## ચિદ્દરૂપનુ બદલાએલું વલણ

ભિક્ષા કરી આવીને સન્યાસીએ ભાજગડિઆઓને પૂછ્યું કે તમો શુ કરી આવ્યા ? ત્યારે તેઓએ કહ્યુ કે–ધર્મના

ટેક અને રક્ષણ માટે શ્રીગોકુલનાથજીના મુકામે લગભગ ત્રણ હજાર વૈષ્ણવો હથિયાર સાથે મરણિયા થઇ તૈયાર થઈ રહેલા છે માટે તમો જો માલા ઉતરાવવા સબધી અયોગ્ય હૂકમ કરશો તો તે ત્રણે હજાર મનુષ્યોનાં ખૂન થશે અને તે વિષે બાદશાહ તમને પૂછશે તો શો જવાબ દેશો? આ સાભળી ચિદ્દરૂપ ઘણોજ મનમા ડર્યો અને નારાયણ? નારાયણ? કહીને બોલ્યો કે– હુ તો કાંઇ કહેતો નથી પણ તમે શ્રીગોકુલનાથજીને મારી પાસે તેડી લાવો હુ એમના મનનુ સમાધાન કરીશ અને પ્રસન્ન કરીશ. આ પ્રમાણે ચિદ્દરૂપનુ વલણ પલટાએલુ જોઇને જેમણે પ્રથમ માલાઓ ઉતારી હતી તેઓ કહેવા લાગ્યા કે આ તો ફક્ત ડરાવવાની જ વાત છે. પ્રાણ સૌને પ્રિય છે મરવા કોઇ તૈયાર નથી

## સલાહકારીઓનું શ્રીગોકુલનાથજી પાસે છેલ્લું ગમન, અને સત્યાગ્રહ. શ્રીગોકુલનાથજી અને ચિદ્દરૂપની મુલાકાત.

સન્યાસીના આગ્રહથી ભાજગડિયા ફરીથી શ્રીગોકુલનાથજી પાસે આવ્યા અને કહ્યુ કે– આપ ભલે ગોકુલ જાઓ, પરતુ તે પહેલા જો આપ સન્યાસીની ગુફા પાસે આવી જાઓ તો ઘણુ સારૂ ત્યારે આપશ્રીએ કહ્યુ કે અમો પ્રથમ મથુરા આવતા ત્યારે મળવા જતા પણ હવે ત્યાં આવવુ ઉચિત

લાગતું નથી ત્યારે સલાહકારીઓએ કહ્યુ કે અમારી છેલ્લી વિનતિ આપ સ્વિકારો તેઓનો આગ્રહ જોઇ પોતે ત્યા જવાનુ કબુલ કર્યું ત્યારે **અનતદાસ** વૈષ્ણવ ત્યા હતા તેમણે કહ્યુ કે–અમારા પ્રાણ પ્રભુને ત્યા લેઇ જાઓ છો પણ તેઓશ્રીની આબરૂ અને જોખમને માટે તમો જવાબદાર છો ? વળી **ચતુર્ભુજ ચોબાએ** કહ્યુ કે–તમે મારે ઘેરથી મહારાજશ્રીને લેઇ જાઓ છો પણ જો તેમને કઇ થશે તો અમારા મથુરિયા ચોબાના ચાર હજાર ઘર છે તે બધા તેમને પ્રાણ આપશે અને તમોને તેની હત્યાઓ લાગશે ત્યારે તેએએ કહ્યુ કે– તમો સર્વે નિશ્ચિત રહો, ડરવાનુ કાઇ કારણ નથી, તેઓશ્રીનો પ્રભાવ અને પ્રતાપબલ એટલો બધો છે કે તેઓશ્રીનો વાળ પણ વાકો કોઇ કરી શકે તેમ નથી

પછી શ્રીગોકુલનાથજી સન્યાસીના આશ્રમે જવા તૈયાર થઇ નીકળ્યા એટલામા ગધાક્ષતની થાળી લેઇ એક સૌભાગ્યવતી સામી મળી આ શુભ શુકન જોઇને સર્વને આનદ થયો મહારાજશ્રીની સાથે આ સમયે પ્રેમાર્દ્ર હૃદયવાળા વૈષ્ણવો, ભટ્ટો, બ્રાહ્મણો, વૈરાગીઓ, નગરવાસી આસ્તિકજનો વિગેરે મળીને લગભગ દશ બાર હજાર મનુષ્યો સાથે મહારાજ શ્રી ચિદ્રૂપને આશ્રમે પધાર્યા તેમને આવેલા જાણી ચિદ્રૂપે જાદવરાય મારફતે કહેવડાવ્યું કે તમે એકલા અદર આવો ?

## ગુફામાં તોફાન, સન્યાસીનું અસત્ય ભાષણ. ખેતરવાળાને નુકશાની અપાવી શ્રીગોકુલ પધાર્યું.

શ્રીગોકુલનાથજીએ સર્વેને ધૈર્ય આપી ગુફામા જવા માડ્યુ તેમની સાથે સર્વે અદર જવા લાગ્યા જાદવરાયે ફરીથી તેમને રોકવા મહારાજશ્રીને કહ્યુ ત્યારે પોતે બોલ્યા કે મારા રોક્યા તે રહેતા નથી તમો રોકો ? એમ કહી પોતે ચાલવા લાગ્યા એટલે વૈષ્ણવો કે જેઓ સન્યાસીના ચારિત્ર્યથી વાકેફ હતા તેઓ પણ મહારાજ શ્રીની સાથે ગુફાના કમ્પાઉન્ડમા દાખલ થયા, ચિદ્રૂપના સિપાઇઓ તેમને રોકવા લાગ્યા પણ તેમને ધક્કા મારી કેટલાક તો મહારાજ શ્રીની પાછળ ગયા મોટાભાઇ ગરાસિયા વિગેરે વૈષ્ણવો હથિયાર બધ હતા તેઓ વાડ કાપીને દાખલ થયા સિપાઇએ એક માણસને રોકયો ત્યારે ગોપાળ પડયાએ તેનીજ તલવાર લેઇને તેને મારવા માડયો, બંને પક્ષ વચ્ચે તલવારો ઉડવા માડી અને મહાન્ કોલાહલ મચી રહ્યો, આ શોરબકોર સાભળી સન્યાસી ગભરાયો અને પૂછવા લાગ્યો કે આ ઘોઘાટ શાનો થાય છે ? ત્યારે હરિદાસ નામના માણસે કહ્યુ કે-તમો પૂછો છો શુ ? તમો તો ગુફામા બેસી રહ્યા છો અને બહાર તો મનુષ્યોના ખૂન થઇ રહ્યા છે આ સાભળી ચિદ્રૂપ શ્રીગોકુલનાથજીનો હાથ ઝાલી ગભરાતો ગભરાતો બહાર

આવ્યો, અને કહેવા લાગ્યો કે- મે તમને તેડાવ્યા નથી અને તમે અહીં શાને માટે આવ્યા છો? મૂર્ખ શકદાર તમને નકામો અહીં તેડી લાવ્યો છે એમ કહી સાક્ષી તરીકે ઉદેરામને પોતાની પાસે બોલાવ્યો, તેણે ચિત્રોડના સમ ખાઇ કહ્યુ કે મે એમને અહિં લાવવાનુ કહ્યુ નહોતુ એ પ્રમાણે ચિદ્રૂપનુ હડહડતુ અસત્ય ભાષણ સાભળી વિઠ્ઠલભટ્ટ બોલ્યા કે–જો તમે ન બોલાવ્યા હોત તો તેમને આવવાનુ શુ પ્રયોજન? બપોરના ત્રણચાર વાગી ગયા પરતુ હજુ તેઓએ જલપાન સરખુ પણ કર્યું નથી તો પછી તેઓ શા માટે આવે? પોતાનુ જૂઠાણુ પકડાએલુ જાણી ચિદ્રૂપ શરમાઇ ગયો પણ વાત ફેરવી પૂછ્યું કે તેઓ કેવા બ્રાહ્મણ છે? એમ આડી વાત કાઢી મહારાજશ્રીના વખાણ કરી કહેવા લાગ્યા કે–તમો ઉત્તમ બ્રાહ્મણ છો, લોકોને ઘણુ આપો છો, આપને તેડાવ્યાની મને ખબર નહોતી, ખબર હોત તો આપનુ સ્વાગત કરત ત્યારે શ્રીગોકુલનાથજીએ કહ્યુ કે–જેણે સસાર છોડયો છે તેને બીજાની ભલી બુરી કરવાનુ શુ પ્રયોજન છે? આપ સર્વ ઉપાધિયો છોડીદો? આપના મમત્વથી લોકોમા ક્લેશ થાય છે ત્યારે સન્યાસીએ કપટથી કહ્યુ કે–માલા પહેરો અગર ન પહેરો આપને જે ગમે તે કરો, માલા સબધી મને કાઇ મમત્વ નથી તે સબધી "બાદશાહ જાણે અને તમો જાણો." શ્રીગોકુલનાથજીએ કહ્યુ કે–હમે

જાણીએ, ચાલો મનગમતુ થયુ એમ ધારી જવાની તૈયારી કરી, ત્યારે ત્યા આવેલા સર્વે મનુષ્યોએ આપશ્રીની જય બોલાવી જેથી સન્યાસીનુ મ્હો ઉતરી ગયું અને ઝખવાણો પડી ગયો પછી મહારાજ શ્રીએ ત્યા આવેલા લોકોને પ્રેમ પૂર્વક કહ્યુ કે-તમો સર્વએ મારે માટે ઘણુ કષ્ટ વેઠયું છે. હવે તમે સૌ પોતપોતાને ઘેર જાઓ અને શાતિથી પ્રસાદ લ્યો ! એ પ્રકારે સર્વેને વિદાય કરી પોતે પધારતા હતા તેટલામા ગુફાની આસપાસના કેટલાક ખેડુતોએ આવી આપને ફરીયાદ કરી કે-આપની જોડે આવેલા માણસોએ અમારો પાક ચગદી નાંખ્યો છે, અને તેથી અમને ભારે નુકસાન થયુ છે આ સાભળી તેમની નુકસાની ભરી આપવા મહારાજ શ્રીએ પોતાના અધિકારીને હુકમ કર્યો

સન્યાસીના આશ્રમેથી પાછા આવ્યા કે તરતજ હજારો મનુષ્યો વધાઇ લેઇ ગોકુલ ગયા અને ત્યા શ્રીગોપાલલાલજી વિગેરેને મહારાજશ્રીના વિજયની વધાઇ કહી જેથી સર્વ આનદ પામ્યા.

પછી શ્રીગોકુલનાથજી મથુરાંથી શ્રીગોકુલ જવા નીકળ્યા. અને રાત્રે દિવિયો, મસાલોના પ્રકાશ સાથે નાવમા બેસી યમુનાજીના ઘાટ ઉપર આવ્યા, મહારાજશ્રીએ નાવમાથી ઉતરી જસોદા ઘાટે ઘોડો ચલાવ્યો ત્યારે ભટ્ટ અને વૈષ્ણવો

ઘોડાના ચોકડે વળગી ઘોડો ત્યાંથી ફેરવીને ઠકુરાણી ઘાટે લાવ્યા અને એમના મંદિરમા પધરાવ્યા ત્યા પોતે સેવ્ય પ્રભુના દર્શન કરીને સાથેના તમામ વૈષ્ણવોને પ્રસાદ લેવડાવવાની આજ્ઞા કરી, આજ્ઞા થતાજ વહુ બેટીઓએ સખડી તૈયાર કરી દીધી અને ભંડારમાથી પ્રસાદ મંગાવ્યો

## જયદેવજી આગ્રેથી લાવેલા લશ્કરખાનનો પત્ર

એટલામા જયદેવજી આગ્રેથી મથુરાના હાકેમ ઉપર લશ્કરખાનનો પત્ર લખાવીને પાછા આવ્યા પત્રમા લખ્યુ હતું કે–શ્રીગોકુલનાથજી મોટા છે માટે જો તમો તમારૂ ભલુ ઇચ્છતા હોતો, સંન્યાસીના કહેવાથી મહારાજશ્રીને કશુ કહેશો નહિં ? આ વાચી શ્રીગોકુલનાથજી જયદેવજી ઉપર ઘણા પ્રસન્ન થયા

પછી દામોદર ભટ્ટને જે વૈષ્ણવો મથુરાજી ગયા હતા તેમને પ્રસાદ લેવા માટે બોલાવવા મોકલ્યા, તે સર્વેને બોલાવી લાવ્યા શ્રીગોકુલનાથજીએ સ્નાન સંધ્યા કરી અને તમામ વૈષ્ણવોને પ્રસાદ લેવાનુ કહ્યુ, પોતે કુટુંબસમેત પ્રસાદ લેવાને બેઠા અને વૈષ્ણવો પણ પ્રસાદ લેવા ગયા. આપશ્રી મથુરા પધાર્યા ત્યારથી અત્યાર સુધીમાં શ્રીગોકુલમા કોઇ વૈષ્ણવે જલ સરખુ પણ લીધુ નહોતું, તેમજ આપના કુટુંબમા નાના બાળકોએ પણ ભોજનનો ત્યાગ કર્યો હતો!

પ્રભુ અને તેમના જનોનો કેવો ઉચ્ચ પ્રેમ ભાવ ? અને સ્વામિ વાત્સલ્યતા ?

## સન્યાસીએ શેરખાન અને શકદારને ધમકાવ્યા, ચિદ્રૂપે બાદશાહ તરફ મેઝર મોકલ્યું બાદશાહે મેઝર વાંચી શ્રીગોકુલનાથજીને તેડાવવા લખેલો પત્ર. મહારાજશ્રીનુ કાશ્મીર પ્રયાણ.

ત્યારપછી મથુરામા સન્યાસીએ શેરખાન અને શકદારને બોલાવીને કહ્યુ કે–તમારૂ શ્રીગોકુલનાથજી પાસે કાઇ ચાલ્યુ નહિં ત્યારે તેમણે કહ્યુ કે–અમે ઇરાદા પૂર્વક અન્યાય શી રીતે કરીએ ? ત્યારે ચિદ્રૂપે કહ્યુ કે–તમારાથી આ કામ થતુ નથી એમ હુ બાદશાહને લખુ ? ત્યારે તે કાઇ બોલ્યા નહિં.

પછી એક વખત ચિદ્રૂપે પચને તેડાવી મેઝર કરાવી તેમા લખ્યુ કે–તમામ સ્વામીઓએ પોતાના સેવકો સાથે માલા ઉતારી છે એક ફ્કત શ્રીગોકુલનાથજી ઘણા જોરાવર છે તે કોઇનુ કહ્યુ માનતા નથી અને માલા ઉતારતા નથી. એ પ્રમાણે મેઝર કરાવી જેઓએ માલા ઉતારી હતી તેમના મતા કરાવ્યા. અને કાજીને તે ઉપર મોહોર છાપ કરવા કહ્યુ, ત્યારે કાજીના મનમા સકોચ થયો તેથી શ્રીગોકુલનાથજીને

મથુરા તેડાવી કહ્યુ કે–મને આ મેઝર ઉપર ચિદ્રૂપ મોહોર છાપ કરવાની કહે છે, ત્યારે શ્રીગોકુલનાથજીએ કહ્યુ કે–આપ સૂખ પૂર્વક મોહોર છાપ કરો ! શા માટે કરતા નથી ! એમા જે છે તે લખ્યુ છે અમોએ માલા ઉતારી નથી જેથી તેમ લખ્યુ છે માટે સુખે મોહોર કરો ! આ સાભળી કાજીએ મોહોર છાપ કરીને મેઝર ચિદ્રૂપને આપ્યુ તેણે વૈશાખ વદ ૧૩ ના રોજ બાદશાહને મેઝર મોકલી આપ્યુ અને આપશ્રી પાછા શ્રીગોકુલ આવ્યા

## પ્રભુનો સત્ય ન્યાય

મેઝરની સાથે ખાનગી પત્રમા ચિદ્રૂપે સદ્‌ભાગ્યે બાદ-શાહને લખ્યુ હતુ કે– જો શ્રીગોકુલનાથજી માળા ઉતારવાની ના પાડે તો તેમને ઘરબાર છોડી ગોકુલમાથી નિકળવાની ફરજ પાડવી જોઇએ સન્યાસી મનમા એમ ધારતો હતો કે શ્રીગોકુલનાથજીને ઘરબાર, મદીર, ગાયો વિગેરે ઘણો વૈભવ છે તે છોડનાર નથી એટલે બાદશાહ તેમની પાસે માલા અવશ્ય ઉતરાવશે પરતુ તે લૌકિકાસકત સન્યાસીને એ ખબર નહોતી કે– જેઓ મનુષ્યદેહ ધારણ કરી સેવા એજ પોતાનુ કર્તવ્ય સમજી, મમત્વનો ત્યાગ કરી કેવળ ભગવત્પ્રીત્યર્થે લૌકિક અલૌકિક સર્વ કાર્યો કરી રહ્યા છે તેવા નિષ્કામ ભકતો પણ નિસ્વાર્થ બની જગતના વૈભવોને તુચ્છ

ગણી સ્વધર્મનુ રક્ષણુ કરે છે તો પછી તેવા નિષ્કામ ભક્તોના આચાર્ય ધર્મરક્ષક પ્રભુ પોતે શુ તેવા તુચ્છ વૈભવોને માટે સ્વકીયધર્મ છોડે ખરા કે ? આચાર્યોનુ જીવન કેવળ ધર્મના પ્રચાર, પોષણુ અને રક્ષણુને માટેજ હોય છે, તેઓ લૌકિક સુખ કે દુ ખની પરવા કરતા નથી જો ચિદ્રૂપને આટલુ જ્ઞાન હોત તો શ્રીગોકુલનાથજીને ઘરબાર છોડાવવાનુ બાદશાહને લખ્યું ન હોત અને તેથી બાદશાહ ઘણી મુશ્કેલીમા આવી પડત અને પોતાનું વચન પાળવાની ખાતર કદાચિત્ જોર-જૂલમ પણુ કરત પરતુ શ્રીહરિએજ તેને ભૂલવ્યો અને સન્યાસીના હાથેજ બાદશાહને છુટા થવાનો માર્ગ કરાવી આપ્યો પ્રભુની આ અતકર્ય ઘટનાનો ભેદ પામર પ્રાણી શી રીતે જાણી શકે ? શ્રીહરિનો કેવો વિશુદ્ધ ન્યાય ? ગુન્હેગાર પોતાના હાથેજ પોતાની કુહાડી અધ બની પોતાના પગ ઉપર મારે ? ધન્ય પ્રભુ શી તારી કુશળતા ? ઉપર મુજબ પ્રભુએ નિજેચ્છાથી ચિદ્રૂપના હાથેજ મેઝર અને કાગળ લખાવી બાદશાહને મુશ્કેલીમાથી મુક્ત કર્યો

પછી તે મેઝર અને પત્ર આસફખાન પાસે આવી પહોચ્યું તે જોઇ આસફખાનને ચિંતા થઇ કે હવે મામલો બગડયો, અને હવે શું થશે ? કારણુ કે સન્યાસી ઢાંગી અને તોફાની

છે, બાદશાહે આપેલા વચનનો અયોગ્ય લાભ લેવા માગે છે, પણ તે તેને મળવો જોઇએ નહિં એમ વિચારી બુલાખીની સલાહ લેઇ આવેલુ મેઝર અને પત્ર બાદશાહને ન બતાવતા દાબી રાખ્યુ અને સમય જોઇ બતાવવા નિશ્ચય રાખ્યો

એમ કરતા કેટલોક સમય ગયા બાદ બાદશાહે બુલાખીને કહ્યુ કે– કાશ્મીર આવે ઘણા દીવસ થયા પણ બાવાજીની કાંઈ ખબર આવી નથી, ત્યારે તેણે કહ્યુ કે સમાચાર તો ઘણા દીવસથી આવ્યા છે પણ મામુજીએ ( આસફખાને ) આપને બતાવ્યા નથી ત્યારે બાદશાહે આસફખાનને પૂછતા એમણે કહ્યુ કે આપ પ્રસન્નતામા નહોતા તેથી બતાવ્યા નહોતા, ત્યારે બાદશાહે કહ્યુ કે હવે તો હું પ્રસન્ન છુ માટે તે લાવો ? ત્યારે આસફખાને ઇતબારખાનને કહ્યુ કે– તમે એ મેઝર લેઇ જઇ બાદશાહને સમજાવો ? એમ કહી મેઝર આપ્યુ ઇતબારખાને તે દેખાડી કહ્યુ કે– હજરત આપ ખુશમીજાજમા નહોતા તેથી મેઝર આપને આપ્યું નહોતું. બાદશાહે તે મેઝર વચાવી કહ્યુ કે– જ્યારે બીજાઓએ માલા ઉતારી છે ત્યારે શ્રીગોકુલનાથજી માલા કેમ ઉતારતા નથી ? સિપાઇઓ મોકલી એમને અહિં બોલાવો ? ત્યારે આસફખાને કહ્યુ કે એમની પાસે સિપાઇઓ મોકલવાની જરૂર નથી. એ ઘણા સુધા છે તેથી આપનુ માત્ર ફરમાન

જશે કે તરત આવશે માટે ફક્ત ફરમાન લખી મોકલવાનો હુકમ થવો જોઇએ તે ઉપરથી બાદશાહે આગ્રાના હાકેમદ્વારા પત્ર લખી મોકલવાનો હુકમ કર્યો એટલે આગફખાને આગ્રાના હાકેમ ઉપર પત્ર લખાવ્યો અને પોતે પણ એક ખાનગી પત્રમા સર્વ હકીકત લખી મહારાજશ્રીને કાશ્મીર પધારવાનો આગ્રહ કર્યો પછી તે બંને પત્રો શ્રાવણ વદ ૮ ના રોજ મહારાજશ્રીને મળ્યા તે વાચીને મહારાજશ્રી પોતાની બેઠકમા પધાર્યા, અને ત્યા આવેલા સર્વ વૈષ્ણવોને તે વિષે અભિપ્રાય પૂછયો

અભિપ્રાય પૂછતામાજ ઉત્થાપનનો સમય હોવાથી જગમોહન ચોકમા " **अब डर कौनकोरे मैया** " એ પદ ગવાતું શ્રવણે પડયુ તેજ વખતે ઉપરણે ગાંઠવાળી પોતે કહ્યુ કે– આ ભગવદિચ્છાએ ઉત્તર સૂચન થયો છે માટે કોઇપણ પ્રકારનો ડર રાખ્યા વિના તાકીદે જવુ જોઇએ એમ કહી જોશીને બોલાવી મુહૂર્ત પૂછ્યું, તપાસ કરતા મુહૂર્ત મોડુ આવવા માડયું ત્યારે શ્રીગોકુલનાથજીએ કહ્યુ કે– તે મુહૂર્ત ઘણુ મોડુ થાય માટે જોશીને કહ્યુ કે– " **शिव लिखित अमृत घटि** " આ સાંભળી જોશીએ કહ્યુ કે નવમીને દિવસે

.છલો ત્રણ ઘડી દિવસ રહે તે વખતે **અમૃત** ચોઘડિયું, ; તેથી તે ચોઘડીયામા કાશ્મીરનુ પ્રયાણ કરવાનુ નિશ્ચય કર્યું

**इति श्री तुलसीकाष्ठमाला विजयपताकाया "माला [प्र]संगे" द्वितीय मांगल्यं समाप्तिमगमत् ॥२॥**

# માંગલ્ય ૩ જું

## શ્રીગોકુલનાથજીનુ કાશ્મીર પ્રયાણ.

શ્રીગોકુલનાથજી બાદશાહના બોલાવવાથી કાશ્મીર પધારે છે એ વાત જાણી ઘણા વૈષ્ણવો ચિંતા કરવા લાગ્યા વળી કેટલાએક નિષ્કામ ભક્તજનો પોતાના પ્રાણ પ્રિય પ્રભુ શ્રીગોકુલેશને કાશ્મીર જવાના કારણરૂપ ચિદ્રૂપને ગણીને તેને અપશબ્દો પણ કહેવા લાગ્યા વળી કેટલાક કહેવા લાગ્યા કે–કાલ કૃતાત બાદશાહ પાસે જઇ આ અતિ સુકુમાર અમારા પ્રાણપ્રેષ્ઠ કેવી રીતે જવાબ આપશે ? વળી કોઇ એક ભક્તજન દેહાનુસધાન રહિત થઇ પોતાની સર્વ ઇન્દ્રિયો તથા મનને પોતાના પ્રાણપ્રિય પ્રભુમાજ રોકી તન્મયતાનિ પ્રાપ્તિ કરવા લાગ્યા તેથી તે સર્વેને શ્રીગોકુલનાથજીએ " **निजेच्छात कारिष्यति** " પ્રભુ નિજેચ્છાનુસાર કરશે એમ કહી વિવેક સમજાવી, ત્રણે પ્રકારના દુખોને સહન કરવા રૂપી ધૈર્યનુ જ્ઞાન આપી, ભગવદ્ **આશ્રય** સિદ્ધ કરી રહેવા આશ્વાસન આપી કહ્યુ કે–માલા એ આપણો સ્વધર્મ છે તેનુ રક્ષણ અવશ્ય કરવુજ જોઇએ માટે અમો બાદશાહને તે સબધી ઉત્તર આપીને જલ્દી પાછા ફરીશુ માટે તમો કોઇ વાતની ચિંતા કરશો નહિં આ પ્રમાણે સર્વેને શાત પાડી સવત ૧૬૭૭ના અષાડ વદ ૯ના રોજ ઉત્થાપનમાં સ્નાન કરી ભીતર પધારી સ્વસેવ્ય

પ્રભુને હિંડોરે ઝુલાવી શયન આર્તિ કરી વિદાયગિરિ લીધી અને શ્રીશાલિગ્રામજીનો સંપૂટ લેઇ બહાર પધારી ભોજનગૃહમા પધાર્યાં ત્યા પ્રસાદ લેઇ વહુજીને કહ્યુ કે–તમો ધૈર્ય રાખી રીતિ પ્રમાણે સમય સમયની સેવા પ્રેમ પૂર્વક કરજો, આવ્યા ગયા વૈષ્ણવોનુ સારી રીતે સમાધાન કરજો, અને લૌકિક અલૌકિક ચિંતાને દૂર કરજો અમો સ્વધર્મનુ રક્ષણ કરી જલ્દી પરદેશથી આવીશુ એમ કહી બેઠકમાં પધારી તેજ મુજબ ભાઇ, ભત્રીજા, પુત્રાદિક પરિવાર, વિગેરેને પણ આશ્વાસન આપી વસ્ત્રાદિક ધારણ કરી પોતે સજ્જ થયા, ભક્તજનોએ વિજય તિલક કર્યું અને શુભ શુકન પૂર્વક આપ્તવર્ગસહ યશોદા ઘાટે પધાર્યાં નાવ આવી પહોચતા શ્રીગોપાલને બોલાવી કહ્યુ કે પોતાના પ્રિય પરદેશ જાય ત્યારે વળાવવા નિકટથી, અને આવે ત્યારે સામ્હા દૂર સુધી જવુ એમ કહી સર્વસાજ માર્ગોપયોગી નાવમા મૂકાવી પોતે નાવમા બિરાજ્યા સર્વે દંડવત્પ્રણામ કરી પાછા ફર્યા, એટલામા ગુજરાતથી **ગોધરાનાં રાજબાઇ દેશાઇ** મહારાજ શ્રીના દર્શનાર્થે આવ્યા, ચરણમા શ્રીફલ ભેટ ધરી શ્રીકરે મુદ્રિકા પહેરાવી અને નિવેદન કરાવવા વિનતી કરી, ત્યારે આપે આજ્ઞા કરી કે–કાશ્મીરથી આવીને નિવેદન કરાવીશુ. એમ કહી કાશ્મીરનુ પ્રયાણ શરૂ કર્યું.

**इति श्री तुलसीकाष्ठमाला विजयपताकायां " माला प्रसंगे " तृतीय मागल्यं समाप्तम् ॥ ३ ॥**

# માંગલ્ય ૪ થું

## કાશ્મીરનો પ્રવાસ

શ્રીગોકુલનાથજી સ ૧૬૭૭ ના અષાડ કૃષ્ણનવમીએ પ્રયાણ કરી ૯૧ દિવસમા કાશ્મીર જઇ ગોકુલ પધાર્યા તેમા ૬૭ મજલમા ૨૨ મુકામ કર્યા કુલ ૯૧ દિવસમાથી ૩૯ દિવસ શ્રીગોકુલથી કાશ્મીર સુધીની મજલના, ૯ દિવસ મુકામના, અને ૧ દિવસ પ્રસ્તાનનો, એમ ૪૯ દિવસે મહારાજશ્રી ગોકુલથી કાશ્મીર પહોંચ્યા ત્યા ૧૧ દિવસ બિરાજ્યા અને પછી ૨૮ દિવસ વળતી મજલના, ૨ દિવસ મુકામના, અને ૧ દિવસ પ્રસ્તાનનો એમ ૩૧ દિવસમા તેઓ શ્રી કાશ્મીરથી શ્રીગોકુલ પાછા પધાર્યા ગોકુલથી કાશ્મીર ૪૪૪ કોસ દૂર છે

શ્રીગોકુલનાથજી શુભ મુહૂર્તમા **કાશ્મીર**નો પ્રવાસ શરૂ કરી ખરીકમા પધારી માર્ગ વિષે જયદેવજી સાથે વાતચિત કરી પ્રથમ લશ્કરખાનને મળીને જવાનો નિર્ણય કર્યો અને પ્રયાણ કરી સૂર્ય ઉદય થતા રેણુકા પહોચ્યા, ત્યા દતધાવન કરી ( **ગોકુલથી ૧૮ કોસ** ) આગ્રા પધાર્યા ત્યા નગર બહાર રાયમુકુદદાસના બગીચામા મુકામ કરીને પ્રસાદ લીધો બાદ દશમીને દીવસે ભદ્રા વિત્યા પછી નગરમા પ્રવેશ કરીને પ્રેમરાજની હવેલીમાં મુકામ કર્યો. એકાદશીને દીવસે લશ્કર-ખાનને મળી વાતચિત કરી જલેસરને રસ્તે પધાર્યા, માર્ગમા

સ્નાન, સંધ્યા, ફલાહાર, કરી લેઇ રાત્રે આગ્રાથી **૨૨ કોસ આમલખેડે** મુકામ કર્યો અને બારસે **૯ કોસ જલસેર** પહોચ્યા ત્યાના લોકો સામગ્રી લાવ્યા તે નહિ લેતા ભંડારમાથી સામગ્રી લેઇ પાક તૈયાર થતા શ્રીને ભોગ ધરી વૈષ્ણવો સાથે પોતે પ્રસાદ લીધો ત્યા અધિકારી ગોવર્ધનદાસ સર્વ સામાન લેઇને આવ્યા તેમની સાથે **રાજબાઇ દેસાઇ** પણ આવી પહોચ્યા તેમને નિવેદન કરાવી મહાપ્રસાદ લેવરાવ્યો પછી ચૌદશે ભોજન કરીને પ્રયાણ શરૂ કર્યું તે રાત્રે **૬ કોસ જરે** પહોચ્યા, અને ત્યાથી સવારે નીકળી **૮ કોસ અકબ-રાબાદ** પધાર્યા ત્યા તલાવના કિનારે પિપળાના વૃક્ષ નીચે પોતે બિરાજ્યા ત્યાથી પ્રયાણ માટે મોએ કહ્યુ ત્યારે રામશાહે ના પાડી ત્યારે આપ શ્રીએ કહ્યુ કે દિલ્હી પહોચ્યા પછી તારૂ કહેવુ કરીશુ, ત્યાના ભકતો આર્તિપૂર્વક વાટ જુએ છે એમ કહીને અમાસને બુધવારે **૮ કોસ કોર** પધાર્યા ત્યા **શ્રીજીદ્વારથી હીરાભાઇને** પરમાનંદદાસ આવી પહોચ્યા તેમને કુશળ સમાચાર પૂછી આગળ ચાલતા વનમા એક **વિરકત** સેવક મળ્યો જેણે પ્રથમ ગોકુલ આવી ચરણારવિંદ ઘુંટણ સુધી ધોઇને પાત્રમા ચરણોદક લીધુ હતુ તે **ઘાસનાં વસ્ત્ર** પહેરતો તેણે આવી દંડવત્પ્રણામ કર્યા, પોતે ઘોડો ઉભો રાખી તેનો સત્કાર કરી છઠ્ઠી મજલે **૮ કોસ ચંડોસ** પધાર્યા ત્યા તલાવ પર ડેરા કર્યા. બાદ ભકતજનોને આનંદ આપતા

**૧૫ કોસ ઇદલપુર** મુકામ કર્યો, ત્યા શિકારપુરનો ભોગી દરશને આવે છે જાણી થોડો વખત ઠેર્યા, બાદ ૮ **કોસ સુરજપુર** થઇને ૮ **કોસ દિલ્હી** આવી શહેર બહાર યમુના કિનારે રાજઘાટે કાયસ્થ **કેશવદાસ**ના બાગમા મુકામ કર્યો ત્યાના કૃષ્ણદાસ તથા ગોવિંદદાસ સાથે હતા તેઓ પોતાને ત્યાથી સામગ્રી લાવ્યા, અને સર્વએ પ્રસાદ લીધો પછી શહેરમા સમાચાર થતા કૃષ્ણદાસ પડિત, ગગારામ, મુકુદદાસ કોછડ જેવલી, ગોવિંદદાસ વિગેરે વૈષ્ણવો વાજીત્ર સાથે સન્મુખ આવી આપશ્રીને શહેરમા પધરાવ્યા ત્યા ભક્તજનોના મનોરથ પૂર્ણ કરી ત્યાથી વિજય કરીને રાત્રે **૫ કોસ બાદલીબલી** આવ્યા અત્રે હથિયાર સાજ સમગાવ્યો અને ચોમાસાની ખૂટતી સામગ્રી લેવરાવી એવી રીતે ૮ મજલ કરી ૯૮ કોસ આવ્યા, નવમીમજલે ૭ **કોસ નરેલે** આવ્યા ત્યાથી ગાગુને આગળ મોકલી કાશ્મીરમા આસફખાનને તથા રાયમુકુદદાસને ખબર કહેવડાવી અને ત્યાથી વિજય કરી **૮ કોસ સોનપુર** અથવા સોનપથ થઇને **૮ કોસ ગુનોર** પધાર્યા ત્યા પ્રસાદ લેઇ આપ પોઢયા હતા, તેટલામા કૃષ્ણ પારેખ, નાથાભાઇ વિગેરે ૧૨ વૈષ્ણવો આવી પહોચ્યા આપ શ્રીના દર્શન કર્યા. બાદ આપે કહ્યુ કે–એક સમયે ડુગરપુરમા શ્રીગુસાઇજીનો મુકામ થયો ત્યારે પણ સમાચાર જાણી આ પ્રમાણે વૈષ્ણવો ધાઇ આવ્યા હતા પછી તેમને કુશળ સમાચાર

પૂછી કહ્યુ કે-તમો પોતાનો વ્યવહાર, કુટુંબ, સર્વ છોડી ઘણો શ્રમ લેઇ આવ્યા છો પ્રસાદ લ્યો ! એમ કહી પર ચારકને રસોઇ કરાવવા તથા ગગરા સામગ્રી અપાવવા આજ્ઞા કરી ત્યારે વૈષ્ણવોએ કહ્યુ કે-સામગ્રી અમારી પાસે છે અમો રસોઇ કરી ભોગધરી પ્રસાદ લેઇએ છીએ, અમારે કાઇ જોઇતુ નથી એમ કહી રસોઇ કરી ભોગધરી પ્રસાદ લીધો રાત્રે સર્વેએ આરામ લીધો પાછલી રાત્રે આપ જાગ્યા અને પુરૂષોતમદાસ વિગેરેને શિક્ષણ આપ્યુ કે-સવારે વહેલા ઉઠીને ચાલવાથી પ્રવાસમા વખતસર મુકામ થાય અને પ્રસાદ મળે, તેવીજ રીતે બાલપણમા ધ્યાનથી ભણીએ તો સારી વિદ્યા પ્રાપ્ત કરી શકાય માટે પ્રયાણ શરૂ કરવુ જોઇએ આ બોધ વચન સાભળી તે દીવસથી સર્વ તે મુજબ કરવા લાગ્યા

આપશ્રીની સાથે કૃષ્ણદાસ મજલસી, મધુસૂદન ભાણેજ (ખાસા રસોઇ) ગિરધર, ગોપાલને વિસરામ (પરચારક) રતનજી વહોરો તથા લક્ષ્મીદાસ (સર્વ વસાણુ લાવનાર) મેહેરા પુરૂષોત્તમદાસ ને કલ્યાણજી શાહ વકીલ (સર્વ વૈષ્ણવની વાત પહોચાડનાર) પ્રાગદાસ કાવીઠાના (ચોકીદાર) ભગવાનદાસ ભીતરીયો (પ્રસાદી રસોઇ) હરજીભાઇ (માર્ગમા જલ પહોચાડનાર) માડલભાઇ (ભડારી) કડુઓ (ટહેલ) નાથાભાઇ, ગોપાલદાસને દેવદાસ (ખવાસ) ગોપાલ સુતાર (દહેડી લેનાર) જેસો રજપૂત (શય્યા લેઇ ચાલનાર) ગઢવી

વિક્રમદાસ ( ઘોડ શાલ પર ) ખીમો ( પાનની પેટી ) ગોકુલ-દાસ ( પાનના બીડા ) કલ્યાણ પડયો ( પાઠની પોથી લેનાર ) એ મુજબ મુખ્ય સેવા કરનારા વૈષ્ણવો હતા એકદર સુમારે બસે મનુષ્યો અને ઘોડા વિગેરે ભાર વહેનાર જાનવરો તથા ગાડીઓ વિગેરે સાથે લેઇને માર્ગના અનેક કષ્ટો વેઠતા, ચોમાસાના દિવસમા લાબી મજલ કાપતા મહારાજશ્રી આગળ ચાલ્યા

## બાદશાહ ઉપર મેહેજર, સન્યાસીનું જુઠું પડવું અને મહરાજશ્રીના વિજયનો આરભ.

એવામા શ્રીગોકુલમા કોઇ દુશ્મને અદેખાઇથી એક ક્ષત્રીને સન્યાસી પાસે મોકલ્યો અને કહેવડાવ્યુ કે–ગોકુલનાથજી તબીસામા પધાર્યા હતા અને ત્યાના ચોર લોકોને તમને મારી નાખવા સારૂ રૂપૈયા આપી પોતે ત્યાથી વિદાય થયા, આ વાતની સન્યાસીને ખાત્રી કરી આપવા તે ક્ષત્રી પાસે તેનાજ હથિયારબધ માણસો સૂરજકુડની સામી પાર ઉભા રખાવ્યા ચિદ્દરૂપે આ વાત સત્ય માની હાકેમને બોલાવ્યા, તેણે મેહેજર ( પચાતનામુ ) કરી ત્યા હાજર રહેલાઓની તે પર સાક્ષી લીધી, પછી શકદારને મહોર છાપ કરવા કહેતા તેણે ના પાડી, ત્યારે ચિદ્દરૂપે કહ્યુ કે–તને પણ ગોકુલનાથજીએ કાઇ આપ્યું છે કે શુ ? યાદ રાખજે તારી શકદારી ન

ખોવડાવુ તો! તેણે નીડર થઇ કહ્યુ કે-હાથી તળે ન ખાવજે!
પરતુ જુઠી સાક્ષી કરી જગદીશને શો ઉત્તર આપવો, પછી
ચિઠ્ઠરૂપે બાદશાહને લખી તેની શકદારી ખોવડાવી, અને
તૈયાર થયેલુ મેહેજર શકદારની સહિ વિના બાદશાહને
મોકલી આપ્યુ ઇતબારખાને બાદશાહને વચાવ્યું કે તુરતજ
તેમનુ સન્યાસી પ્રત્યેનુ વલણ બદલાયુ અને કહ્યુ કે-આ
મેહેજરમા લખેલી વાત ખોટી છે શ્રીગોકુલનાથજી એક કીડીને
પણ દુ ખ દે તેમ નથી, સન્યાસીને શા માટે ખટપટ જોઇએ?
ત્યારે ઇતબારખાને કહ્યુ જહાપનાહ! તેમા આપના શકદારની
પણ સહિ નથી પછી બાદશાહે આમ ખાસમા જઇ
આસફખાનને મેહેજર દેખાડ્યુ, ત્યારે તેમણે કહ્યુ-જહાપનાહ!
એવુ કદી બન્યુ છે? તે કોઇને દુ ખ દેતાજ નથી એમ
કહી કહ્યુ કે-શ્રીગોકુલનાથજી આવે છે ત્યારે બાદશાહે
પૂછ્યું કે-કયા છે? ત્યારે આસફખાને કહ્યુ કે-લાહોર લગભગ
આવી પહોચ્યા છે આ વખતે બાદશાહના મનમા સન્યાસી
જૂઠો પડયો અને શ્રીગોકુલનાથજીના વિજયનો આરભ થયો

## શ્રીગોકુલનાથજીનુ ગુનોર મુકામેથી ઉપ્પલ સુધીનું પ્રયાણ

મહારાજશ્રી ગુનોરથી છઠે વિજય કરી અગીઆરમી
મજલે ૫ કોસ પાણીપત પધાર્યા માર્ગમા આપશ્રીને

મેહેજરની ખબર પડતા કહ્યુ કે–મેહેજર આગળ ગયો છે તો કોઇ અમોને શુ કહેનાર છે, અને હમારે પણ શુ કહેવુ છે. એમ કહી ૭ **કોસ શંભલકુચ્છ** થઇને ત્યાથી ૭ **કોસ ઘણોદા**, થઇને ૭ **કોસ કરનાલક** પધાર્યા ત્યાથી આગળ ચાલતા શ્રીયમુનાજીના વહેળામા સ્નાન કરવા પધાર્યા. ત્યા ઉદ્ધવ ત્રવાડી શ્રીગોપાળનો પત્ર લેઇ આવ્યા આગળ જતા માર્ગમા પુરૂષોત્તમદાસ મેહેરા અને મથુર વહોરા જે ગાડીમા બેઠા હતા તે ઉંધી વળી અને બંને કાદવમા ગબડયા, તે જોઇ ટોડુઓ હસતો હસતો આવી કહેવા લાગ્યો કે–જયરાજ વધાઇ આપશ્રીએ કહ્યુ શાની ! દધિકાદવ થયો ? ત્યારે ટોડુએ કહ્યુ કે–પુરૂસોત્તમદાસ ખેલ ખેલીને ગીરે, ત્યારે વૈષ્ણવોએ કહ્યુ કે–પુરૂસોત્તમદાસની હાંસી કરે છે ત્યારે આપશ્રીએ કહ્યુ કે–ઠાકુરજીની વસ્તુ ભોગવે તો તે પોતે ગિરાવે, ત્યારે ન્યાલચદભાઇ કહે કે એતો સેવક છે કેમ ના ભોગવે ? ત્યારે આપશ્રીએ કહ્યુ કે–સેવક છે માટેજ એમ કહી દષ્ટાતથી કહ્યુ કે–જેમ સુગંધ લીધા પછીનુ પુષ્પ શ્રીઠાકુરજીના ઉપયોગમા આવતુ નથી કુડમા નખાય છે તેમ સેવકની ભોગવેલી વસ્તુ ઠાકુરજીના ઉપયોગમા આવે નહિ વિગેરે ઉપદેશ આપી ૭ **કોસ તલાવડી** થઇને ૮ **કોસ સ્થાનેશ્વર** પધાર્યા વૈષ્ણવો સ્હામા પધરાવવા આવ્યા, તેમના આગ્રહથી ગિરિધરદાસને ત્યા પધાર્યા, રાત્રે વરસાદ પડયો ત્યારે તબુમા બોલાવી સેજ

પાસે સુવાડયા, અને એક પહોરૂઆ દ્વારા શ્રીગોકુલ પત્ર મોકલ્યો કુરૂક્ષેત્ર સ્નાન કર્યું, બાદ "**બ્રાહ્મણે સરસ્વતિ ઉલંઘવાં નહિ**" એમ શાસ્ત્ર વચન છતા **માલારૂપ સ્વધર્મનુ સરક્ષણુ કરવા સરસ્વતી ઓળગી આગળ ૧૦ માઇલ શાહબાદકોશ થઇને ૬ કોસ કછવાનોકોટ** પધાર્યા અને ત્યાથી આગળ જતા **૫ કોસ અબાલે** જઇને **૬ કોસ ઘરઘર** ગયા અને ત્યાથી **૭ કોસ અલઉઆ** પહોચ્યા તલાવ ઉપર મુકામ કરીને શ્રાવણુ સુદ ૧૧ના રોજ મોલમી મજલ કરી ૧૮મે દિવસે **૭ કોસ સિહરદ** પધાર્યા ત્યાના વૈષ્ણુવો વાજીત્ર સાથે ૩ કોશ સુધ્રી સામ્હા આવ્યા હતા તેમના આગ્રહથી શ્યામદાસ વિગેરેને ઘેર પધારી તેમના મનોરથ સિદ્ધ ર્ક્યા બીજા દીવસે પવિત્રા દ્વાદશી હોવાથી વૈષ્ણુવોએ મહારાજશ્રીને પવિત્રા ધરાવ્યા ત્યાથી વિજય કરી **૬ કોસ ખન્ના** થઇને **૩ કોસ રાયરાયા** પધાર્યા અને ત્યાથી **૩ કોસ રાજાની સરાહ** થઇને **૪ કોસ દુરહાસ્થા** પધાર્યા

ત્યા મુકામ કરી રસોઇ આરભી તે સમયે માંજરો પડયો ખોળો ભરીને ઇદ્રવરણા લાવ્યો અને કહ્યુ કે–જયરાજ ! સુદર શાક લાવ્યો છુ, આપશ્રીએ કહ્યુ કે–કોઇના ખાધામા આવશે તો મરી જશે એમ કહી ખાડો ખોદાવી દટાવી દીધુ. પોતે ભોગધરી પ્રસાદ લીધા બાદ વૈષ્ણુવો પ્રસાદ લેતા હતા ત્યા

પધારી પ્રસાદ ઘણો નહિ લેવા બોધ આપ્યો, કેટલાએકે સંતાડી ખુબ પ્રસાદ લેવા માંડયો, આપની આજ્ઞા ઉલ્લંઘન કર્યાનું ફળ તેમણે ભોગવ્યું, માંદા પડયા, એટલે સૈ પોતાની ભૂલ સમજી નિયમીત થયા. ત્યાંથી આપશ્રી ૮ કોસ **લુધીયાના** થઇને ૪ કોસ **કુલોર** પધાર્યા અત્રે **શતનદ** નદીમાં સ્નાન કર્યું એવામાં ત્યાં રહિયા પહેરૂઆએ ગિરધર દરજીને માર માર્યો તેથી આપે ગુસ્સે થઇ ગોકુલ પધાર્યા પછી તેને કાઢી મૂકયો ત્યાં આપશ્રીની પાસે **ચતુરાનાગા** નામનો વેરાગી ૧૮ વેરાગી સાથે આવ્યો, મહારાજશ્રીએ પૂછયું કે કેમ આવ્યા છો ? ત્યારે તણે કહ્યું કે—જ્યાં ધર્મ ત્યાં અમે પણ આવ્યા, આપશ્રીને જોઇ સુખી થયા, આ સાંભળી મહારાજ શ્રીએ પ્રસન્ન થઇને તેમને હમેશાં ૧૦ શેર ચોખા ૫ શેર દાળ, ૧૦ શેર આટો, ૫ શેર ઘી, ૧ શેર તેલ વિગેરે પાકા સીધાનો બંદોબસ્ત કરી આપી સાથે રાખ્યા તેઓ આનંદ પૂર્વક જયજયકાર બોલાવતા આગળ ચાલતા અને પોતે તેમની પાછળ ઘોડાપર સ્વાર થઇ પધારતા આવી રીતે આનંદમાં મજલ કરતા શ્રાવણ સુદિ ૧૫ ના દિવસે ૮ કોસ **નુરમોહલની સરાહે** થઇને ત્યાંથી ૧ કોસ **ઉપ્પલ** મુકામે પધાર્યા અને મુકુંદદાસને ત્યાં તેમના આગ્રહથી મુકામ કરી રસોઇ કરીને ભોગધરી વૈષ્ણવો સહ પ્રસાદ લીધો

**इति श्रीतुलसीकाष्ठमाला विजयपताकायां " माला प्रसंगे " चतुर्थं मांगल्यं समाप्ति मगमत् ॥ ४ ॥**

# માંગલ્ય ૫ મું

## ઉપ્પલ મુકામથી કાશ્મીર સુધીનું પ્રયાણ

**ઉપ્પલ** મુકામથી વિજય કરી ૪ કોસ **નીકોરા** થઇને ૮ કોસ **સસતેખાન** અને ત્યાથી ૨ કોસ **સુલતાનપુર** પધાર્યા, અને શ્રાવણ વદ ૨ ના રોજ ૬ કોસ **ગોવિંદબાલ** પધાર્યા ત્યા **કેશરદેએ** વધાઇ સાભળતા ધર્મપુત્ર મોરલીને વાજીત્ર તથા સ્વારીસહ સામ્હો પધરાવા મોકલ્યો, નગરને ધ્વજા પતાકાથી અલકૃત કરી મહારાજશ્રીને પધરાવી સોનાના ફુલે વધાવ્યા બીજે દીવસે **કેસરદેના** આમત્રણથી લાહોરથી ભગવાનદાસ આવી પહોચ્યા તેમણે દરેક દુકાનદારોને હૂકમ કર્યો કે આવેલા વૈષ્ણવોમાથી જે કાઇ જે માગે તેને હૂકમની કે પૈસાની વાટ જોયા શિવાય તે આપજો તેમના આગ્રહથી શ્રીગોકુલનાથજીએ ત્યા **જન્માષ્ટમીનો** ઉત્સવ કર્યો, આજુ-બાજુના વૈષ્ણવો આવી પહોચ્યા આનદમાજ દીવસ રાત્રિ વ્યતીત થઇ અને નવમીએ ભોજન કર્યા પછી ભગવાનદાસે પ્રભુને અનેક પ્રકારની પહેરામણી તથા તે ઉઠાવવાને ઉટ વિગેરે પણ પૂરા પાડયા અત્રેથી કેટલાએક વૈષ્ણવો જ્વર વિગેરેના નિમિત્તે પાછા ફર્યા પછી ૯ કોસ **પટીવાર** થઇને ત્યાંથી ૧૬ કોસ **લાહોર** દશમે પધાર્યા. અત્રે ગામ બહાર બગીચામાં મુકામ કર્યો, બીજે દીવસે શહેરમા ખબર પડવાથી

ઘનશ્યામદાસ, નારાયણદાસ, ભગવાનદાસ વિગેરે વૈષ્ણવો આવી પહોચ્યા, અને ભેટ તરીકે સર્વે અનાર ( દાડમ ) લેતા આવ્યા ઘનશ્યામદાસે મેવા મીઠાઇ તથા સિંગોડાની સામગ્રી કરી સર્વેને લેવરાવી અને તેમની વિનતીથી શ્રીગોકુલનાથજી રાત્રે ભગવાનદાસને ત્યા પધાર્યા, ત્યાજ પોઢયા, અને દ્વાદશીએ ભોજન પણ ત્યાજ કર્યુ પછી ભગવાનદાસે પહેરામણી કરી પ્રભુને **નીલો રવાલ ઘોડો** સમર્પ્યો તથા ઘનશ્યામદાસે **સુખાસન** ( સુખપાલ ) સમર્પ્યું તે સમયે મહારાજશ્રીએ કહ્યુ કે–હિંદુ ઉઠાવે તો બેસી શકાય, મ્લેચ્છ કામ નહિં આવે આ પ્રમાણે વચન નીકળતા ગામમાથી ૭૦૦૦ **હિંદુ સેવા માટે તૈયાર થયા.** ધન્ય છે ? તે સેવકોને ? પછી મહારાજશ્રી રાબેર નદી ઉતરી વિચાસુલતાનના બાગમા જલ આરોગી રાત્રે ૭ **કોસ ફૈજાબાદ** પધાર્યા ત્યાથી તેરસે વિજય કરી ૨૬ મી મજલે **૧૩ કોસ એમદાવાદ** પધાર્યા ત્યા પરમાનદ સોનીની જ્ઞાતિના ગોપાલદાસ સામ્હે આવ્યા બગીચામા મુકામ થયો, જે વૈષ્ણવો દર્શનાર્થે આવ્યા તેમણે ચાર ચાર દાડમ ભેટ કર્યા અત્રેથી માર્ગ પહાડી હોવાને લીધે ગાડીઓ વિગેરે અત્રેજ રાખ્યાં, ઘનશ્યામદાસની સુખપાલનો અગીકાર કર્યો અને ગોપાલદાસનો મનોરથ પૂર્ણ કરી **૬ કોસ ચિમા** ખડક પધાર્યા ત્યાં રહેલાઓનો સર્વ ખર્ચ પાછા ફરતા સુધીનો ગોપાલદાસે ઉઠાવી સેવા બજાવી અત્રે જલની એક

નાની પોખર હતી તેનુ જલ જોવાથી પણ ગ્લાનિ આવે તેવુ હોવાથી જલનુ ઘણુ કષ્ટ હતુ પોતે ત્યા પધાર્યા, દૃષ્ટિથી જળ બદલાયુ, પોતે તેમા સ્નાન કર્યું, પછી તે જળ સર્વેએ લીધુ અને રસોઇ પણ થઇ ત્યા એક બ્રાહ્મણ સેવક આવ્યો તેણે ચાર પૈસાભાર મિશ્રી અને ત્રણ ટકની રોજી ભેટ કરી, તે આપે કૃષ્ણદાસ પાસે ન્યારી રખાવી પછી ત્યાથી ૬ કોસ **ચિમા** અને ૬ કોસ **ચિનાબ નદી** થઇને ૪ કોસ **છોટી ગુજરાત** પધાર્યા

**છોટી ગુજરાત** આવી ભોજન કરી મહારાજશ્રીએ કહ્યુ કે–નામ ગુજરાત છે પણ ગુજરાત જેવુ નથી ત્યારે ન્યાલચદ ભાઇએ કહ્યુ કે નામ છે તો કાઇ ગુણ પણ હશે ? ત્યા આવેલા વૈષ્ણવોમાથી એક જણે ન્યાલચદભાઇનો બોલ સાચો પાડયો

કાશ્મીરમા અન્ન એવુ મળતું હતું કે–ઘઉની રોટલી ઉપર ફુલે ને અદર કાચી રહે, કોઇ પણ અન્ન અગ્નિ ગમે તેટલો બાળે તો પણ પુરૂ ચઢે નહિ દાળ માટે સાત કૂવાના જળ લાવે તો પણ ચઢેજ નહિં તેથી સર્વ સીધા સામગ્રી અત્રેથી લીધુ અને ઓગણત્રીસમી મજલ કરીને ભાદરવા સુદ ૧મે **ભંભેર** પધાર્યા

અહિં બાદશાહની ચોકી હોવાથી ખાસ કામ વિના કોઇ

આગળ જઇ શકતું નહિં મહારાજશ્રીએ રતનજી [1]વહોરા અને કૃષ્ણુદાસને ચોકીવાળા પાસે મોકલ્યા તેઓ ચોકીવાળા અમલદારને મળી સર્વ હકીકત કહી મહામુશીબતે ૫૦ માણસોને જવાની રજા લેઇ આવ્યા બાકીના માણસોને અત્રેજ રહેવુ પડ્યુ, તેઓએ ઘણી યુક્તિઓ કરી પણ ફાવ્યા નહિં રહેલાઓમાથી વિષ્ણુદાસ ગઢવીએ ઘોડા ઉપર માટી ભરીને કહ્યુ કે બાદશાહનો સામાન છે અને જલ્દી જવુ છે પણ તેમને જવા દીધા નહિં એ પ્રમાણે મહારાજશ્રીએ તેમના ધૈર્યની કસોટી કરી પરીક્ષા કરી

ભભેર પછીનો માર્ગ નદી, કોતર, અને પહાડોથી વિકટ હતો, ધોધમાર વરસાદથી સર્વ હેરાન થયા ચોથે દીવસે **૧૨ કોસ ભિન્નરવાર** થઇને **૫ કોસ** આઢિઠકની **ઘાટી** ઉતર્યા. ત્યાથી આરનો ચઢાવ ૩ કોસ અને ઢોળાવ ૨ કોસ તળે **સદોહાહટી** થઇને **જોગીહટી** એ જઇ પાક કર્યો પછી ત્રીસમી મજલે **કમાદગલ** થઇ પાચમે **૧૬ કોસ ચિગસ** પધાર્યા ત્યાથી **બિચનોસર** પધાર્યા ત્યા કાશ્મીરથી **આસફખાન** તથા **રાય**ના સમાચાર લેઇને **ગાંગુ** પાછો આવ્યો બિચનોસરથી છઠના બપોરે **૭ કોસ રાજોર** પધાર્યા

---

૧ વહોરા – એટલે મ્લેચ્છ નહિં પણ પૂર્વમા નાણાની ધીરધાર કરનાર ગૃહસ્થને વહોરાજી કહે છે

ત્યા એક **ઉમરાવે** આવી મહારાજશ્રીને કહ્યુ કે–ગુંસાઇજી ? આપ ભલેપધારો, પણ આપના પ્રતાપને ધન્ય છે ? કે ચિદ્રરૂપે મોકલેલા મેહેજરને બાદશાહે જોતામાજ કહ્યુ કે–મેહેજર જૂઠો છે માટે આપના પ્રતાપને ધન્ય છે ? ત્યાથી આગળ **૮ કોસ થાને** પધાર્યા થાનામા સવારે **ટાઢ** બપોરે **તાપ** સાજે ચોથે પ્રહર **વરસાદ** એમ એક દિવસમા **ત્રણ ૠતુ** જણાતી હતી ત્યાથી **૮ કોસ રત્ન પજાલ** થઇ **બ્રહ્મમલે** પધાર્યા અહિંયા દેશાધિપતિનો મહેલ હતો, અહિંયા બરફ ઘણો પડવાથી લોકો એક પ્રહર સુધી ગુફામા રહેતા બાદ સૂર્યથી બરફ ઓગળે ત્યારે બહાર નીકળી શકતા પછી પાત્રીસમી મજલ કરી મહારાજશ્રી પોસાને પધાર્યા, ત્યા મહેલમા રહ્યા અને દશમે **પીરપજાલ**ની ભયકર ઘાટી ઉતરી **૬ કોસ કોસાણું** થઇને **૧૬ કોસ મહમદકુલીની લાઠી**એ પધાર્યા ત્યા એક મોગલ રહેતો તેણે આપશ્રીનો સત્કાર કરી સ્વાગત કર્યું પોતે બીડા વિગેરેથી સમાધાન કરી **અરાડી ભરાડી** થઇ **૭ કોસ હીરપોર** પધાર્યા બીજે દીવસે **૧૦ કોસ** રામની **સરાહે** પારણુ કર્યું ત્યાથી **૧૦ કોસ કાશ્મીર** હતું તેથી સર્વને આનદ થયો

કાશ્મીરમાં મહારાજશ્રીના પધાર્યાની વધાઇ પહોચતા અનતદાસ, ગોધનુ, જેરામશેઠ, ચતુર્ભુજદાસ, પ્રલ્હાદદાસ,

માર્ગમા એક એવી ઉભી ડુંગરી આવી કે જેના પર પાલખી ઉચકનાર ભોઇના પગ પણ ટકી શકતા નહિં. તે સમયે સાથેના વેરાગીઓએ પોતાના હાથને એવીરીતે ગોઠવ્યા કે ભોઇઓ તે ઉપર પગ મૂકી ચાલ્યા અને મહારાજશ્રીને કાઇ પણ હરકત આવવા દીધી નહિં ધન્ય છે ! તે વેરાગીઓને કે જેમણે પોતાના અન્નદાતાની અણી વખતે આવી ઉત્તમ રીતે સેવા બજાવી પોતાની નિમકહલાલી સાબીત કરી

કાશ્મીર પધારતાં ધ્યાનદાસ સારંગી લેઇ સામા આવ્યા, મહારાજશ્રીએ તેમને કુશળ સમાચાર પૂછ્યા, બાદ સુખ[illegible] સનની સાથે સાથે ચાલવા લાગ્યા તેવામાં દિલ્હીના હરિદાસ ઘણા રજપૂતો સાથે સામા આવ્યા અને સાષ્ટાંગદંડવત્પ્રણામ કર્યા તથા રાજનગરી ઉદ્ધવદાસ અને મુકુંદદાસે આવી પ્રણામ કરી એક મખમલની ગાદી ભેટ કરી પછી રાયને પધાર્યાના સમાચાર થતાં જેરામ તથા માથુરકાયસ્થને પધરાવવા મોકલી પોતાના બાગમાં મુકામ કરાવવા કહ્યુ પછી રાયે ખાનને સમાચાર કહેવડાવ્યા કે મહારાજશ્રી પધાર્યા છે. ખાનેપ્રસન્ન થઇ મુકામનો બંદોબસ્ત કરવા જણાવ્યું, ત્યારે રાયે કહ્યુ કે મારા બાગમાં મુકામ તૈયાર કરાવ્યો છે એમ કહી વ્યવસ્થા કરાવી રામરાય અને દ્વારકાદાસ વિગેરે વૈષ્ણવો સમાજ સાથે સામા આવ્યા, અને સં ૦ ૧૬૭૭ના ભાદરવા સુદ ૧૩ને બુધવારે સૂર્યાસ્ત ચારઘડી બાકી રહે ૪૯મે દિવસે ૪૪૪

કોસની લાંબી અને વિકટ મુસાફરી કરીને શ્રીગોકુલનાથજી કાશ્મીર નગરમા પ્રવેશ કરી સગી દરવાજે થઈને રામરાયના બાગમા પધાર્યા

બાદ રામરાય અને તેમના ભાઈ કમલાપતિદાસના હર્ષનો પાર રહ્યો નહિં તેઓએ સામગ્રી લાવી સિદ્ધ કરાવી સર્વેએ આરામ લીધો બીજે દિવસે પ્રાતઃકાલે સ્નાન, સંધ્યા, વિગેરે નિત્યકર્મ કરી મહારાજશ્રી ગાદી તકીયે બિરાજ્યા તે સમયે ત્યાના હાકેમ દિલાવરખાનનો દિવાન રાઘવદાસ કાયસ્થ દર્શને આવ્યો અને શરણે થયો તેની સલાહથી આપ દિલાવરખાનને મળ્યા. તે પછી બાદશાહ એક માસને વાયદે શીકારે ગયો છે જાણી વૈષ્ણવો ઘણાજ ચિંતાતુર બની ગયા ત્યારે આપશ્રીએ કહ્યુ કે–ભગવદિચ્છાથી બાદશાહ કાલે અત્રે આવશે અને થયું પણ તેમજ. આપના પ્રતાપબળથી બીજેજ દિવસે બાદશાહ શીકારેથી પાછો ફર્યો

## ઇતબારખાન તથા આસફખાનની મુલાકાત. શ્રીગોકુલનાથજીની તેમની સાથે થયેલી ચર્ચા.

તે પછી મહારાજશ્રી ઇતબારખાનને મળ્યા, તેણે આપશ્રીનુ સારૂ સન્માન કરી પૂછ્યું કે– આપ સન્યાસી સાથે શા માટે રીસ કરો છો ? આપશ્રીએ કહ્યુ કે અમારે કદિ રીસ હોયજ નહિં અને અમો અનુચિત ભાષણ પણ કરીએજ નહિં.

ત્રીજે દિવસે મહારાજશ્રી આસફખાનને મળવા પધાર્યા, તેણે મહારાજશ્રીનો સત્કાર કરી આદરપૂર્વક આસન આપ્યું. અને પોતાની પ્રસન્નતા બતાવી સલાહ આપી કે–બાદશાહ જે વાત કહે તેને આપે સ્વીકારવી તે બહુજ જીદ્દી છે માટે આપ એક વાર તે જેમ કહે તેમ હા કહેજો, પાછીથી જોઇ લેવાશે પરતુ આપ કોઇ પણ પ્રકારે નકારમા ઉત્તર આપશો નહિ એટલી મારી આપને નમ્ર વિનતી છે

આસફખાનની આ વાત સાભળીને શ્રીગોકુલનાથજીએ આજ્ઞા કરી કે–જ્યારે બાદશાહ મ્હને કાંઇ કહશે ત્યારે પ્રભુ પ્રેરણા થશે તે જવાબ આપીશ. આસફખાને જાણ્યું કે–મહારાજશ્રી મારૂ માનશે નહિં, તથાપિ કહ્યુ કે–હુ ફરીને આપના ભલા માટે સલાહ આપુ છુ કે આપશ્રીએ બાદશાહ તે વખતે જે કહે તે માની લેવુ. ત્યારે આપશ્રીએ આજ્ઞા કરી કે, અમો પોતાનુ ભલુ તો ત્યારેજ થયું માનીશુ કે અમારો જ્યારે ધર્મ રહેશે ધર્મ ગયા પછી અમારૂં બીજુ શુ ભલુ થવાનુ હતુ ?

મહારાજશ્રીનો આ ઉત્તર સાંભળી આસફખાન બોલ્યા કે–મહારાજ ? બાદશાહ બહુજ જીદ્દી છે. જુઓ ! અમારા કાનમાં બાદશાહે મોતી પહેરાવ્યા છે શું તેથી હુ હિન્દુ થઇ ગયો ? અને હવે શુ મ્હારા છોકરાઓ મોતીજ

પહેરશે ? માટે અત્યારે બાદશાહ હઠે ચઢયો છે તેથી તેનુ કહ્યુ હાલ માનીલો, પછી સમય આવ્યે પોતાનુ મન ધાર્યું કરજો.

ત્યારે શ્રીગોકુલનાથજીએ કહ્યુ કે–તમારી વાતમાં અને આ વાતમા બહુજ તફાવત છે. તમારી સ્હેજ બાબત છે અને આ ધર્મની વાત છે ત્યારે આસફખાને કહ્યુ કે–આપને તો જનોઇ મુખ્ય ગણાય માટે માળા ઉતારવામા કાઇ ધર્મ જનાર નથી

ત્યારે શ્રીગોકુલનાથજીએ કહ્યુ કે–અમારે તો મુખ્ય માળા છે અને પછી જનોઇ કારણ કે જનોઇ તો જન્મ પછી સાત આઠ વર્ષની ઉમ્મરે પહેરાવવામા આવેછે અને માલા તો પ્રસૂતા દશ દિવસે સ્નાન કરે છે કે તરત અગી-આરમે દીવસે બાલકને સ્નાન કરાવી નામકરણસસ્કાર પહેલાજ પહેરાવવામા આવેછે તેટલાજ માટે માલા નિત્ય કહેવાય છે. સન્યાસ લેતી વખતે જનોઇનો ત્યાગ થાય છે પણ માલા તો શરીરની સાથેજ છુટે છે તેનો ત્યાગ કદાપિ થઇ શકતો નથી માટે એ મુખ્ય છે એનો ત્યાગ અમો શી રીતે કરીએ ?

ત્યારે આસફખાને કહ્યુ કે–શાસ્ત્રમા એમ છે તો સન્યાસી જુદુ કેમ કહે છે ? ત્યારે મહારાજશ્રીએ કહ્યું કે–તે મિથ્યાદુરાગ્રહી છે. મે તેને માલા ધારણ કરવાના અનેક પ્રમાણો આપ્યાં છે. તેના ઉત્તરમા તે એક વચન પણ આપી શકયો નથી. શાસ્ત્રાર્થ કરવા પણ અનેકવાર જણાવ્યું

પરંતુ સન્યાસી તો શાસ્ત્રનુ નામજ લેતો નથી, તે તો ફક્ત બાદશાહના હુકમથીજ માળાઉતરાવવા માગે છે. આપ સ્વયબુદ્ધિમાન્ છો વિચાર કરો કે સન્યાસી દુરાગ્રહી છે કે નહિં ? ત્યારપછી મહારાજશ્રીએ આસફખાનને સ્વમાર્ગીય સિદ્ધાન્ત વિષે કેટલુક સમજાવ્યો તેથી તેણે પ્રસન્ન થઇને કેટલાંક પ્રમાણો પોતાની નોંધ પોથીમા લખી લીધાં. અને સન્માન પૂર્વક મહારાજશ્રીને પોતાને ત્યાંથી વિદાય કર્યા, મહારાજશ્રી પોતાને ઉતારે પધાર્યા ત્યારપછી બહુજ વૃષ્ટિ થઇ.

**इति श्री तुलसीकाष्ठमाला विजयपताकायां " माला प्रसंगे " पञ्चम मांगल्यं समाप्तम् ॥ ५ ॥**

---

# ઉપયોગી નિત્યકર્મ

આ નિત્ય કર્મમાં સવારથી ઉઠીને સાંજ સુધીનું વૈષ્ણવોનુ કર્તવ્ય સંક્ષેપમાં નિરૂપણ કરવામા આવ્યું છે, શૌચવિધિ, દંતધાવન, સ્નાન, સેવાપ્રકાર, યમુનાષ્ટક, સર્વોત્તમસ્તોત્ર, નવરત્ન, કૃષ્ણાશ્રય, ચતુશ્લોકી, એ પ્રકારે પાંચપાઠો, જપવિધિ, મહાપ્રસાદ લેવાનો વિધિ, સત્સંગ, ગુરૂ શિષ્ય સંવાદ, સાંપ્રદાયીક જાણવા જોગ બાબતો, વચનામૃત, બાલકોના જન્મદિવસ, ચોઘડીયા વિગેરે.

**મંગાવનારે અઢી આનાની ટિકીટો બીડવી.**

**શાસ્ત્રી જયેષ્ઠારામ હરિજીવન જોશી. મુ ઉમરેઠ**

# માંગલ્ય ૬ ઠું

## મહારાજશ્રીની બાદશાહ સાથે મુલાકાત, મહારાજશ્રીએ સ્વધર્મ રક્ષણ માટે કરેલો સર્વસ્વ ત્યાગ, બાદશાહે આશ્ચર્ય સાથે કરેલી ધર્મની પ્રશંસા, માલાનો વિજય અને વૈષ્ણવોને આનંદ, મહારાજશ્રીની ગોકુલ પધારવાની તૈયારી.



ત્યાર પછી સંવત ૧૬૭૭ ના આસો વદ ૨ ને રવિવારને દિવસે મહારાજશ્રી જહાંગીર બાદશાહને મળવાને પધાર્યા મહારાજશ્રી બાદશાહના દ્વાર ઉપર પધાર્યા તેટલામાં આશફખાન અંદર જતા હતા તેમણે બાદશાહને શ્રીગોકુલનાથજીના પધારવાના સમાચાર કહ્યા જેને સાંભળીને બાદશાહે પોતાના માણસને હૂકમ કર્યો કે, એકલા શ્રીગોકુલનાથજીને પધારવાનું કહો. બીજા કોઇ માણસને સાથે આવવા દેશો નહિ તે પ્રમાણે શ્રીગોકુલનાથજીને બાદશાહ પાસે પધરાવવા માણસ આવ્યો મહારાજશ્રીની સાથે તેમના ભાણેજ મધુસૂદન હતા તેમને દરવાણે રોક્યા, પરન્તુ મહારાજશ્રીના તેજ અને વચનના પ્રભાવથી તેઓ વધારે બોલી શક્યા નહિ આપશ્રી મધુસૂદન સમેત બાદશાહ પાસે પધાર્યા અને નવ રૂપૈયા,

શ્રીફલ અને પવિત્રા આપીને આશિર્વાદ આપ્યો. પૃથ્વીપતિએ પૂછયુ કે સાથે માણુસ કેમ લાવ્યા છો ? અને તે કોણ છે ? તેનો યથાયોગ્ય પ્રત્યુત્તર મહારાજશ્રીએ આપ્યો જેને સાભળી બાદશાહે કુશલ સમાચાર પૂછયા મહારાજશ્રીના તેજસ્વી સ્વરૂપનુ દર્શન કર્યા પછી તેના મનમા આપશ્રીને કાઇ પણ કહેવાની ઇચ્છા થતી ન્હોતી છતા સન્યાસીને વચન અપાચુ છે તે વાતનો વિચાર કરી બોલ્યો કે બાવાજીના કહેવા પ્રમાણે આપે હજુ માળા કેમ ઉતારી નથી ? ત્યારે નિર્ભય રીતિથી આપશ્રીએ આજ્ઞા કરી કે, જો સન્યાસી ઉચિત વાત કહે તો અમો માનવા તૈયાર છીયે પણ તે તો અનુચિત કહે છે તેથી અમો તેની વાત માની શકતા નથી વળી આપ સારી રીતે સમજોછો કે ધર્મ સહુ કોઇને પ્યારો હોય છે. કોઇ પણ પોતાના ધર્મને ત્યાગી શકતા નથી માળા પહેરવી એ અમારા ધર્માનુસાર છે માટે તે વાત અમો કેવી રીતે માની શકીએ ? જેમ પતિવ્રતા સ્ત્રી પોતાના પતિનો ત્યાગ કરી શકતી નથી તેમ અમો પોતાના ધર્મને છોડી શકતા નથી અમારા ધર્મશાસ્ત્રોમાં કહ્યું છે કે ચતુર્થાશ્રમમાં શિખા સૂત્રનો ત્યાગ કરવો, પણ માળાનો ત્યાગ ક્યાય કહેલ નથી

ત્યારે બાદશાહ બોલ્યો કે, જો આપ માળા છોડવાના ન્હોતા તો તે દિવસ લખી કેમ આપ્યું ? ત્યારે શ્રીગોકુલ-

નાથજીએ આજ્ઞા કરી કે " અમોએ શુ લખી આપ્યું છે તે આપ ફરીને તપાસો. " અમોએ લખી આપ્યું છે તે એજ કે સન્યાસી અમારા ધર્મ અને શાસ્ત્ર પ્રમાણે કહે તે પ્રમાણે કરવુ એ જો શાસ્ત્ર પ્રમાણે કહે તો અમો માળાનો ત્યાગ કરીએ પણ **શાસ્ત્રમાં ગૃહસ્થના અને સન્યાસીઓના, શૈવ અને વૈષ્ણુવોના, ધર્મો ભિન્ન ભિન્ન કહ્યા છે** અમો વૈષ્ણુવ ધર્મને માનનારા છીએ તેથી **વૈષ્ણુવ ધર્મ પ્રમાણે માળા અવશ્ય ધારણ કરવી જોઇએ.** અમારા પૂર્વ પુરૂષો માળા ધારણ કરતા આવ્યા છે અને અમે પણ ધારણ કરીએ છીએ

બાદશાહની સાથે આ પ્રમાણે મહારાજશ્રી વાતચિત કરતા હતા તે સમયે ખાન, સુલતાન, ઉમરાવ અને રાણાઓ ઉભા હતા તેઓ શ્રીગોકુલનાથજીના નિર્ભયતા યુક્ત વચનો સાભળીને આશ્ચર્યાન્વિત થયા અને મહારાજશ્રીને કાંઇક વધારે વિનયથી બોલવાની સાન કરતા હતા, પરન્તુ મહારાજશ્રીએ તે તરફ ધ્યાન નહિ આપતા યથાર્થ અને સ્પષ્ટ વાત હતી તે પ્રભુપ્રેરણાનુસાર બાદશાહને કહિ સભળાવી

બાદશાહ મહારાજશ્રીના કથનને શાન્ત ચીજાજથી સાંભળી રહેલ છે એ વાત જાણીને આસફખાને મહારાજશ્રીને વધારે બોલવાનો સમય આપવાના ઇરાદાથી કહ્યુ કે દીક્ષિતજી ?

આપ બ્રાહ્મણ છો અને તેથી આપને જનોઇ મુખ્ય છે માળા કાંઈ મુખ્ય ન ગણાય, તેથી આપને બાવાજીના કહ્યા પ્રમાણે તેનો ત્યાગ કરવામા વાધો શુ છે ? ત્યારે શ્રીગોકુલનાથજીએ જનોઇ કરતા માળાનુ મુખ્યત્વ અને વિશેષત્ત્ર અનેક પ્રમાણો અને યુક્તિયોથી પ્રતિપાદન કર્યું અને અન્તમા કહ્યુ કે અમો અમારા ધર્મ પ્રમાણે માળાનો કદિ પણ ત્યાગ કરી શકીએ તેમ નથી.

શ્રીગોકુલનાથજીએ માળા ધારણ કરવાનુ સારી રીત્યે પ્રતિપાદન કરી તેનો ત્યાગ નહિ કરવાનુ કહ્યુ, તે સાભળીને બાદશાહ બોલ્યો કે જો આપને માળા ધારણ કરવાનો એટલો આગ્રહ છે તો મોતી અને સોનાની માળા પહેરો ? ત્યારે શ્રીગોકુલનાથજીએ આજ્ઞા કરી કે મોતી અને સોનાની માળા શૃગાર માટે પહેરવામા આવે છે અમો શૃગાર કરવા ચાહતા નથી પણ અમો તો ધર્મને ચાહિએ છીએ, તેથી ધર્મ પ્રમાણે તો અમો જે માળા ધારણ કરીએ છીએ તેજ ઠીક છે અને તેનેજ ધારણ કરીશુ ત્યારે બાદશાહે કહ્યુ કે ધર્મ પ્રમાણે રૂદ્રાક્ષની માળા ચાલશે, તમો તેનેજ ધારણ કરો, ત્યારે શ્રીગોકુલનાથજીએ કહ્યુ કે આપનુ એ કહેવુ ઠીક છે, પરન્તુ વૈષ્ણવ અને શૈવોના ધર્મમાં કાંઇક ભેદ છે તેથી રૂદ્રાક્ષ માળાનુ ધારણ કરવું એ શૈવ ધર્મવાળાઓ માટે આવશ્યક

છે અને વૈષ્ણવોને માટે અમો જે માળા ધારણ કરીએ છીએ તેજ આવશ્યક છે. અમો શૈવોને અમારી માળા ધારણ કરવાનો આગ્રહ કરતા નથી તેમ તેઓએ પોતાની માળા અમોને પહેરાવવાનો આગ્રહ શાસ્ત્ર અને ધર્મની રીતિ પ્રમાણે કરવો ન જોઇએ. અને સહુ કોઇએ પોતપોતાના ધર્મમાં રહેવુ એ શાસ્ત્રની આજ્ઞા છે ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્રે આજ્ઞા કરી છે કે-**स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावह ।**

સર્વ કોઇએ પોતપોતાના ધર્મમા નિષ્ઠ રહેવુ જોઇએ બીજાના ધર્મનુ અનુશરણ કોઇએ પણ કરવાની આવશ્યક્તા નથી

ત્યારે બાદશાહે કહ્યુ કે તમારૂ એ સર્વ કહેવુ કદાપિ તમારા ધર્મ પ્રમાણે ઠીક હશે તોપણ બાવાજીનો આગ્રહ છે અને મે તેમને વચન આપ્યુ છે તેથી માળા તો આપને ઉતારવી જોઇશે આ વાતમા તમારે હઠ કરવી ઉચિત નથી ત્યારે મહારાજશ્રીએ કહ્યુ કે માળા તો અમારા શિર સાટે છે અમો તેને પોતાના ધર્મનુ ચિન્હ માનીએ છીએ, તેથી તેનો ત્યાગ કોઇ પણ પ્રકારે કરી શકીએ તેમ નથી. શ્રીગોકુલનાથજીના આ સ્પષ્ટ જવાબને સાંભળીને બાદશાહે કહ્યુ કે જો એવોજ આપને આગ્રહ છે તો અમો વધારે કાઇ કહેવા માગતા નથી એટલુજ અમારૂ કહેવુ છે કે કાતો

આપ માળા ત્યાગો અને જો તે ન ત્યાગો તો ગોકુલ ગામને ત્યાગો હુવે આપને આ બેમાથી જે પસદ આવે તે કરો

ત્યારે ટેકરક્ષક ધર્મપ્રિય શ્રીગોકુલનાથજીએ આજ્ઞા કરી કે, જો આપનો એવો હૂકમ હશે તો મને કાઇ વાધો નથી. અમો ઘર કરતા ધર્મને અધિક ચાહિએ છીએ, તેથી ધર્મ રૂહેતા ઘર જાય તો તેને જવા દેઇશુ. જે મનુષ્ય ગૃહાદિમાં આસક્ત બની ધર્મનો ત્યાગ કરે છે તેણે ધર્મનુ સ્વરૂપ જાણ્યુજ નથી ધર્મ એ અમારા પ્રાણ કરતા પણ અધિક બ્હાલો છે. જે સમયે પ્રાણી પરલોકમા પ્રયાણ કરે છે તે સમયે આ સસારના ગૃહાદિ સમસ્ત વૈભવો અહિંજ પડયા રહે છે, પરન્તુ ધર્મ એ એવો એક સુહૃદ્ મિત્ર છે જે તે સમયે પણ સાથેજ ચાલે છે

**एक एव सुहृद्धर्मो निधनेप्यनुयाति यः ।**
**शरीरेण समं नाशं सर्वमन्यत्तु गच्छति ॥**

માટે અમોને ધર્મનિમિત્તે ઘરનો ત્યાગ કરવો પડશે તો અમો પ્રસન્નતાથી તેને સ્વિકારશું

શાસ્ત્રનો ઉપદેશ છે કે, “ **धर्मो रक्षति रक्षित** ” જે ધર્મની રક્ષા કરે છે, તેની ધર્મ રક્ષા કરે છે તેથી આપના હુકમ પ્રમાણે અમો ઘરબારનો ત્યાગ કરી સ્વધર્મ સમેત અન્યત્ર જઇ રહિશુ.

મહારાજશ્રીના આ નિરપેક્ષપણાના વચન સાભળીને બાદશાહ ભોઠો પડયો, છતા સન્યાસીને આપેલા વચન અને પોતાના અભિમાની સ્વભાવને લીધે બોલ્યો કે ત્યારે આપ કયા જઈને રહેશો ? ત્યારે આપશ્રીએ આજ્ઞા કરી કે, અમો અમારા દેશ (દક્ષિણ)મા જઈશુ ત્યારે બાદશાહે કહ્યુ કે એ તો બહુજ દૂર છે ત્યારે આપે આજ્ઞા કરી કે તો આપ જ્યા કહો ત્યા જઇ વસીએ ત્યારે બાદશાહે કહ્યુ કે આપ જગન્નાથજી જશો ? ત્યારે મહારાજશ્રીએ આજ્ઞા કરી કે જો આપની એમ ઇચ્છા હોય તો મને તેમા પણ વાધો નથી ત્યારે બાદશાહે કહ્યુ કે આપ વારાણસી (કાશી) જશો ? એ સાભળીને મહારાજશ્રીએ આજ્ઞા કરી કે હા ભલે ત્યારે અમો ત્યાજ જઈને રહિશુ ત્યારે બાદશાહે કહ્યુ કે એ વાત લખી દો ત્યારે મહારાજશ્રીએ કહ્યુ કે હુ લખી દેવા તૈયાર છુ. પછી મહારાજશ્રીએ લખી આપ્યુ કે અમો સ્વધર્મસ-મેત વારાણસીમા જઇ રહિશુ આ પ્રમાણે લખીને બાદશાહને આપ્યું આ લેખ વાંચીને બાદશાહ આશ્ચર્ય પામ્યો અને બેવાર કહ્યુ કે લખી આપ્યુ લખી આપ્યુ

બાદશાહને આશ્ચર્ય પામવાનુ કારણ એજ હતુ કે, ચિદ્રૂપે બાદશાહને લખ્યુ હતું કે ગોકુલ છોડવાની ધમકી આપવાથી તેઓ માળા ઉતારી આપશે, કારણ કે ગોકુલમા તેમની ઘણીક સમ્પત્તિ છે અને શ્રીગોકુલનાથજી ગૃહસ્થ તથા

*લોભી માણુસ છે બાદશાહે જોયું કે સન્યાસીનુ કથન મિથ્યા હતુ શ્રીગોકુલનાથજીએ ઘરબારની લાલચે માળાનો ત્યાગ કર્યો નહિ બાદશાહે શ્રીગોકુલનાથજીની આવી ધર્મ પ્રીતિને જોઇને પોતાના ઉમરાવો અને અધિકારીઓને કહ્યુ કે જુઓ ? આનુ નામ ધર્મ કહેવાય શ્રીગોકુલનાથજી એક કાષ્ઠની માળા માટે સમસ્ત સમ્પત્તિ અને ઘરબારનો પરિત્યાગ કરવા તૈયાર થયા છે પછી આસફખાને બાદશાહને પૂછ્યુ કે શ્રીગોકુલનાથજી હવે વિદાય થાય, ત્યારે બાદશાહે હા કહી, તેથી મહારાજશ્રી ત્યાથી વિદાય થયા અને બાદશાહ જનાનખાનામા નૂરમહેલ પાસે ગયો અને પૂછ્યુ કે તમો શુ સાઇ ગોકુલનાથજીના મુખપરનુ નૂર જોયું કે તેઓ કેવા તેજસ્વી અને નિસ્પૃહી તથા ધર્મપ્રેમી છે ? ત્યારે નૂરમહેલે વિવેક પૂર્વક શ્રીગોકુલનાથજીની પ્રશસા કરી અને કહ્યુ કે મે ચકમાથી તેમને જોયા છે ખરેખર એ ઇમાનનુજ નૂર છે તેઓ ખરા ધર્મચુસ્ત છે એમા કાઇપણ સદેહ નહિ મહારાજશ્રી બાદશાહ પાસેથી બહાર પધાર્યા એટલે ત્યા એકત્ર થયેલા વૈષ્ણવોએ જાણ્યું કે માળાની રક્ષા થઈ અને તેથીતેઓ અત્યન્ત પ્રસન્ન થયા ત્યાર પછી ડોઢીદારોને અને છડીદારોને બક્ષીમ આપીને ઉતારા તરફ પધારવાની તૈયારી કરી આ સમયે લોકોએ મહારાજશ્રીની જય બોલાવી અને આનદને લીધે તેઓ મસ્ત થઈ વિવિધ પ્રકારથી સર્વે પ્રસન્નતા જાહેર કરવા

લાગ્યા આ શબ્દધ્વનિ બાદશાહને કાને પડયો અને તેથી તેણે પૂછયું કે આ શોરબકોર શાનો થાય છે? ત્યારે આસફખાને કહ્યુ કે આપે શ્રીગોકુલનાથજીની માળા રહેવા દીધી, તેથી હિન્દુઓ પ્રસન્ન થયા છે અને આપને આશીર્વાદ આપી પોતાની પ્રસન્નતા જાહેર કરે છે બાદશાહ આ વચનો સાભળીને પ્રસન્ન થયો અને શ્રીગોકુલનાથજી તથા તેમની ધર્મનિષ્ઠાની પ્રસસા કરી ત્યાર પછી બાદશાહના મનમા વિચાર થયો કે શ્રીગોકુલનાથજીને મે દૂર જવાનુ કહ્યુ તે ઠીક કર્યું નહિ પછી જનાનખાનામાથી બહાર આવીને વાકાનવેશ બલભદ્ર અને ગોવિંદદાસ ઉભા હતા તેમને બાદશાહે પૂછ્યુ કે દીક્ષિતજીને મે શુ કહ્યુ અને તેઓએ મને શુ કહ્યુ? વળી પૂછ્યુ કે વારાસણી જવાનુ પ્રથમ એમણે પોતાના તરફથી કહ્યુ હતુ કે મે કહ્યુ હતુ? ત્યારે વાકાનવેશે કહ્યુ કે હજરત! આપે કહ્યુ હતુ ત્યારે બાદશાહે ખેદ પામીને કહ્યુ કે શુ તેઓને વારાણુસી જવાનુ મે કહ્યુ? વળી બાદશાહે પૂછ્યુ કે શ્રીગોકુલનાથજી મારા ઉપર નારાજ તો થયા નથી? ત્યારે વાકાનવેસે કહ્યુ કે એ તો આપ જાણો. જહાગીર બાદશાહનો સ્વભાવ હતો કે તેનુ વચન જરા પણ કોઇ માણુસ ઉલ્લઘન કરે તો તેના ઉપર અત્યન્ત ક્રોધિત બની કઠિણ શિક્ષા કરતો, પરન્તુ શ્રીગોકુલનાથજીએ તેનુ વચન માન્યું નહિ, છતાં તેમના ઉપર ગુસ્સે થયો નહિ અને મારા કહેવાથી

શ્રીગોકુલનાથજીને ખોટું તો નહિ લાગ્યું હોય એમ મનમાં વિચાર કરવા લાગ્યો. આ સર્વ પ્રભુ કૃપાનુજ પરિણામ છે

બીજે દિવસે બાદશાહ ભવાનીના વનમા શિકારે ગયો અને મહારાજશ્રી આસફખાન પાસે વિદાય થવા ગયા ત્યાં મહારાજશ્રીએ આસફખાનને કહ્યુ કે અમો જઇએ છીએ, પરન્તુ એક વાત તમો ધ્યાનમા રાખજો કે અમો વારાણસી જઇશુ અને ત્યા સન્યાસી આવશે તો ફરી ઉપદ્રવ કરશે માટે વારાણસીને બદલે સોરમ રહેવાનુ બને તો સારૂ, ત્યારે આસફખાને કહ્યુ કે બાદશાહે તો આપને જ્યા અનુકૂલ પડે ત્યા જવાનુ કહ્યુ છે છતા બાદશાહને આવવામા એકાદ માસનો વિલમ્બ થશે. માટે આપ પધારો અને એક માણસને મારી પાસે મૂકી જાઓ. હુ પાછળથી બાદશાહને સમજાવી લખાવી અને માણસ સાથે તે લેખ મોકલાવી આપીશ મહારાજશ્રીને પણ એ વાત યોગ્ય લાગી, તેથી અનંતદાસને ત્યા મૂકીને પોતાને ઉતારે પધાર્યા અને આશ્વિન વદ ત્રીજને દીવસે શ્રીગોકુલ પધારવાની તૈયારી કરાવવાની આજ્ઞા આપી, પરન્તુ વડોદરાના પરમાનદ જોશીની વિનતિથી આપે કઇ દિવસ પછી શુભ મુહૂર્તે પધારવાનુ નિશ્ચિત કર્યું. મહારાજશ્રી પાંચ સાત દિવસ વધારે રોકાશે એમ જાણીને ત્યાના વૈષ્ણવો બહુજ પ્રસન્ન થયા અને પધરામણીઓ થવા લાગી, તેમજ અનેક રાજા, રજપૂત અને બીજા લોકો દર્શને આવવા લાગ્યા.

નૂરમહેલનો દિવાન દુર્ગાદાસ પણ મહારાજશ્રીના દર્શન કરવા આવતો હતો તેણે સાથેની વૈષ્ણવ મંડલીને જોઇને પૂછ્યુ કે આ ક્યાના રહેવાસી છે? ત્યારે મહારાજશ્રીએ આજ્ઞા કરી કે આ વૈષ્ણવો અમારી સાથે ગુજરાતથી આવેલા છે દુર્ગાદાસે પૂછ્યુ કે અહિંનુ ખરચ વધારે છે તેથી આટલા માણસો લાવવામા આપનેબહુજ ખરચ થયુ હશે ત્યારે મહારાજશ્રીએ આજ્ઞા કરી કે એ સર્વ વૈષ્ણવો પોતપોતાને ખર્ચે અમારી સાથે આવ્યા છે અમારૂ કાંઈ પણ ગ્રહણ કરતા નથી તેમજ બીજા કોઇ પાસેથી પણ કાંઇ લેતા નથી ત્યારે દુર્ગાદાસે ગુજરાતી વૈષ્ણવોની બહુજ પ્રશંસા કરી અને મહારાજશ્રીએ પણ બીજા દેશ કરતા ગુજરાતના લોકોના ભાવ અને શ્રદ્ધાના વખાણ કર્યા

મહારાજશ્રી પાસે પ્રાય ત્યાના અમલદારો પણ દર્શન અને સમાગમનો લાભ લેવા આવતા તેના ઉપરાત ત્યાના પંડિતો પણ આવતા હતા એક પંડિત મહારાજશ્રીનુ પાંડિત્ય જોઇને બહુજ પ્રસન્ન થયો અને તેણે "વિષ્ણુધર્મોત્તર" અને "વ્યાકરણસાર" નામના પુસ્તકો અર્પણ કર્યા આ ઉપરાત કાશ્મીરના જુદા જુદા માણસો તરફથી ત્યાની કારીગરીની ઉત્તમોત્તમ વસ્તુઓ ભેટ કરવામા આવી મહારાજશ્રી આ પ્રમાણે ધર્મનો વિજય કરી આનંદ પૂર્વક કાશ્મીરથી વિદાય થઇ ત્રીસ દિવસે ૨૮ મંજલમા ૬૦ મુકામ કરી શ્રીગોકુલ પાછા પધાર્યા

**इति श्री तुलसीकाष्ठमाला विजयपताकायां "माला प्रसंगे" षष्ठ मागल्यं समाप्तम् ॥ ६ ॥**

# માંગલ્ય ૭ મું

## શ્રીગોકુલનાથજીનુ કાશ્મીરથી નદીશ્વર સુધીનું પ્રયાણ. શ્રીગોપાલલાલજી અને શ્રીદેવકીનંદનજીનો મેળાપ.

---

કાશ્મીરથી શ્રીગોકુલનાથજી નિકળ્યા તે દિવસે આગ્રામા એક વૈષ્ણવને અનુભવ થયો કે મહારાજશ્રી દિગ્વિજય કરી પધારે છે, તેણે તે દિવસ લખી રાખ્યો અને પાછળથી ખબર આવતા માલુમ પડ્યુ કે તેને જે દિવસે અનુભવ થયો હતો તેજ દીવસે મહારાજશ્રી નીકળ્યા હતા (આ વાર્તા પ્રભુ કૃપા હોય તેને અનુભવૈકગમ્ય છે તેથી તે વિષે વધુ લખવુ એ યોગ્ય નથી)

કાશ્મીરથી નીકળી ચીનાબ નદી ઉપરના વૃક્ષોની પ્રશંસા કરતા મહારાજશ્રી ત્યાથી **રામુની સરાહે** આવી ડેરા કર્યા અને ત્યાંથી **હીરપોર** થઇને **અરાડીભરાડી** પધાર્યા શ્રીગોકુલનાથજી કાશ્મીર પધાર્યાના સમાચાર ૧૭ દીવસમા સંપૂર્ણ ગુજરાતમાં ફેલાઇ ગયા હતા. મહારાજશ્રી કાશ્મીર પધાર્યા તે સમયે શ્રીગોપાલલાલજી **હાલાર**મા હતા અને શ્રીદેવકીનંદનજી **તાપીપોર**મા હતા મહારાજ-

શ્રીના કાશ્મીર પધાર્યાના સમાચાર **રાજનગરથી** મળત
શ્રીગોપાલલાલજીએ શ્રીદેવકીનંદનજીને પત્ર લખ્યો કે કાકાજી
કાશ્મીર પધાર્યા છે ને હું તેમની પાછળ જાઉં છું જે તમારે
ઉચિત હોય તે કરજો જ્યારે આ પત્ર મળ્યો ત્યારે શ્રીદેવ
કીનંદનજી ભોજન કરવા માટે તૈયાર થયા હતા તે આ
પત્ર વાચતાની સાથેજ ભોજન કર્યા સિવાય વસ્ત્ર પહેરી
એકદમ ચાલી નીકળ્યા પછી શ્રીગોપાલલાલજી શ્રાવણ વ
૬ ના રોજ **ગોકુલ** પધાર્યા, અને ત્યા જન્માષ્ટમીનો ઉત્સવ
કરીને કાશ્મીર તરફ પધાર્યા તે શ્રીગોકુલનાથજીને પાછ
આવતા અરાડીભરાડીને મુકામે મેળાપ થયો પાસે આવત
શ્રીગોપાલલાલજીએ તેમના ચરણમા શીષ ધરી દંડવત્પ્રણામ
કર્યા, શ્રીગોકુલનાથજીએ શ્રીહસ્તથી તેમને ઉઠાવી પ્રેમપૂર્વ
આલિંગન કર્યુ નેત્રમાથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો ગદ્ગદ
વાણીથી કાકા અને ભત્રીજાએ એકબીજાને **કાશ્મીર** અને
**ગોકુલના** સમાચાર કહી સંભળાવ્યા ભરાડીથી **પીરપંજાલ**
ઉતરતા **જેરામગાંધીએ** દેહ છોડયો તેનો પ્રભુએ અંગીકા
કર્યો બાદ **પોસાન, રતનપંજાલ** ઉતરી છઠ્ઠી મજલે રાં
**થાને** પધાર્યા આ સ્થળે **ખાનજમા** નામે એક બાદશાહને
સરદાર રહેતો હતો તે માર્ગમા મળતા તેને આશીર્વા
આપવા આપે સુખપાલમાંથી ઉતરવા માંડયુ ત્યારે તે
કહ્યુ કે- આપશ્રી બિરાજી રહો! ઉતરશો નહિં! પછી આ

શ્રીએ એક રૂપૈયો શ્રીફળ આપી આશીષ દીધો, પરંતુ તેણે રૂપૈયો પાછો આપી શ્રીફળ લેઇ આશીર્વાદ માથે ચઢાવી મુક્તકંઠે પ્રશંસા કરી કહ્યુ કે ધન્ય છો આપશ્રીના ટેકને કે જેણે એક સ્વધર્મ રક્ષણ માટે તમામ મીલકત છોડી દીધી પછી **ચિગસનોસરે** થઇને **ભંભેર** મુકામ કર્યો ભભેરથી આશ્વિન સુદ ૭ ના રોજ વિજય કરી **દોલતનગર** અને **ગુજરાત** થઇ **ચિમાખડગ** મુકામ કર્યો ત્યા ચિનાબ નદી ઉતરી **ચાંદણુ** ગામ થઇને પંદરમી મજલ કરી મહારાજશ્રી આશ્વિન સુદ ૧૧ એ **લાહોર** ભગવાનદાસને ત્યા પધાર્યા અહિંથી દ્વાદશીએ વિજય કરી આશ્વિન સુદ ૧૩ ના રોજ **પટીએ** આવી પહોચ્યા અત્રે ભગવાનદાસે અનેક મનોરથો કરીને મુશકીભમર ઘોડો સમર્પ્યો અહિં ઘોડા, ગાડીઓ, વિગેરેને સાચવીને લાવવા વૈષ્ણવોને મૂકી પોતે મોટી મજલે **સુલતાનપુર, સલાએ** થઇ **તલવન** પરમાનંદને ત્યાં પધાર્યા ત્યાથી ઉપલ થઇ **નુરમોહો-લની સરાહે** થઇ **સિંહરદ** પધાર્યા ત્યાથી **અંબાલે** થઇ **સ્થાનેશ્વર** મુકામ થયો સ્થાનેશ્વરથી રાત્રે વિજય કર્યો રાત્રિ ઘણી હોવાથી સૌને ઉંઘ આવવા લાગી તેથી આપે ગોપાલજીને કંઇ વાત ચલાવવા કહ્યુ પછી **કરનાલકે** અને **ગુનોર** થઇ અષ્ટમીએ **દિલ્હી** મુકામ કર્યો. દિલ્હીમા મુકુંદદાસને ત્યા કાશ્મીરમા આપેલા વચન પ્રમાણે મુકામ

કર્યો તેની સ્રીને નામ આપી શરણે લીધી ત્યા રસોઈ થતા સુધીમા સ્નાન માટે નિગબોધ પધાર્યા, ત્યા ઇન્દ્રપ્રસ્થના અધિકારી કૃષ્ણુદાસ મહેરાએ આવી દર્શન દડત્પ્રણામ કર્યા ઇન્દ્રપસ્થથી આસો વદ ૯ એ વિજય કરી **પરબલ** થઇ **હોડલ** પધાર્યા ત્યા ઘોડા બળદને પાણી પાઇ ગોળ દાણા ખવડાવી વિશ્રામ આપ્યો ત્યાથી નીકળી આસો વદ ૧૦ મે **નદિશ્વર** મુકામ કરી નદજીને મદિર પધારી ભોજન કરી તે દીવસે ત્યાં વિશ્રાતિ લીધી

**इति श्रीतुलसीकाष्ठमाला विजयपताकायां ' माला प्रसंगे " सप्तम मागल्यं समाप्तिमगमत् ॥ ७ ॥**

---

**સસ્કારતત્વ**

**स्यादष्टचत्वारिंशाद्भि सस्कारै ब्रह्मलोकग. ॥**

**( જીવ અડતાળીસ સંસ્કારોથી બ્રહ્મલોક ગામી થાય છે )**

અગ્નિ પુરાણ ૧૬૬ અધ્યાય શ્લોક ૯

શાસ્ત્ર નિયમાનુસાર જીવને જ્યારે અડતાળીસ સસ્કારો થાય છે ત્યારે તે જીવ પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે પરતુ કલિયુગમા જીવને તેટલા સસ્કારો થવા અશક્ય હોવાથી એક **દીક્ષા સંસ્કાર**-થીજ જીવને પરબ્રહ્મની પ્રાપ્તિ થાય છે તે વિષે સસ્કારો, સસ્કારોનુ વિવેચન અને દીક્ષામહાત્મ્ય વિગેરે **વેદ** પ્રમાણોથી નિરૂપણ કરેલુ છે **ફક્ત અઢી આનાની ટિકીટો બીડો**

**શાસ્ત્રી જયેષ્ઠારામ હરિજીવન જોશી**

મોટા મદીર પાસે, શ્રીકૃષ્ણભવન **મુ૦ ઉમરેઠ**

# માંગલ્ય ૮ મું

## મહારાજશ્રીનુ નદીશ્વરથી શ્રીગોકુલ પાછા પધારવું. ચિદ્દરૂપને સદેશે અને નકારમાં જવાબ. બાદશાહની સહૃદયતા. વૈષ્ણુવો સમેત સોરમ તરફ પ્રયાણ. માર્ગમાં ચોર લોકોનુ શરણે થવું.

---

શ્રીગોકુલનાથજી નદીશ્વરથી લીલા સ્થળે પધાર્યા અને ત્યાથી શ્રીગિરિરાજ પધાર્યા ત્યા શ્રીનાથજીના દર્શન કરીને શ્રીગોકુલ પધાર્યા ધોળ બનાવનાર માધવદાસ, હરિભાઇ, લીંબજીભાઇ વગેરે વૈષ્ણુવો આપશ્રીની સામે આવ્યા અને લોકોએ ગામમા સર્વત્ર ધ્વજા પતાકા બાધી ઉત્સવ મનાવ્યો. શ્રીગોપાલલાલજી વિઠ્ઠલરાય અને વૈષ્ણુવોની મડલી સમેત આપશ્રી ગોકુલમાં પોતાની હવેલીએ પધાર્યા અને વૈષ્ણુવોનુ યથોચિત સન્માન કર્યુ ત્યાર પછી વૈષ્ણુવો બોલવા લાગ્યા કે "ગોકુલગામના પરિત્યાગ કરવાથી પણ ધર્મ રહ્યો છે એ અત્યન્ત આનદની વાત છે વળી જ્યા શ્રીગોકુલનાથજી બિરાજશે ત્યા જ ગોકુલ થશે આપશ્રીથી ગોકુલ અલગુ થનાર નથી" આ પ્રમાણે એકાણુ દિવસે શ્રીગોકુલનાથજી કાશ્મીરથી પાછા ગોકુલ પધાર્યા

શ્રીગોકુલનાથજીએ બાદશાહ પાસે ગોકુલ છોડવાનુ કબુલ કર્યું હતુ, પરન્તુ તે છોડીને વારાણસી જવુ કે સોરમજી એ વાતનો નિશ્ચય થયો ન્હોતો વળી આસફખાનને આપશ્રીએ સોરમજી પધારવાની ઇચ્છા જણાવી હતી, પણ આ વાતની લિખિત પરવાનગી આવી ન્હોતી, તેથી તુરત ગોકુલ છોડીને અન્યત્ર રહેવુ એવો નિશ્ચય કરી કાર્તિક શુદી પાચમના શુભ મુહૂર્તે પ્રસ્થાન કર્યું આપશ્રીના પધારવાના સમયે વૈષ્ણવોએ સાથે ચાલવાની વિનતિ કરી જેના જવાબમા આપશ્રીએ આજ્ઞા કરી કે, અમારે તો ત્યા જવુજ જોઈએ તેમ છે તમો સર્વે અહિં રહો તમારે માટે કઇ ચિન્તા નથી વળી ગામ તો ખાલી થવાનુ નથી અહિયા દાદા(ભાઇ) છે અને તમો પણ સર્વે અહિંજ રહો તમારે મારી સાથે આવવાનુ શુ કામ છે? ત્યારે વૈષ્ણવોએ કહ્યુ કે અમો તો આપની સાથેજ ચાલશુ અમો આપના દર્શનનો લાભ છોડવા ચાહતા નથી, ત્યારે આપશ્રીએ વૈષ્ણવોનો વધારે આગ્રહ જોઇને આજ્ઞા કરી કે ભલે ત્યારે તમારી એમજ વૃત્તિ હોય તો ચાલો કાંઈ વાધો નથી આ પ્રમાણે કહિને મહારાજશ્રીએ વૈષ્ણવો સમેત મહાવનમા ડેરા નખાવ્યા અને કાર્તિક શુદી પાચમને દિવસે રાજભોગ સરાવી શ્રીગોકુલથી મહાવન પધાર્યા પ્રબોધિની અને દીપમાલિકાના ઉત્સવો ત્યાજ કર્યા અને દ્વાદશીને દિવસે ભોજન કર્યા પછી બ્રહ્માંડ ઘાટે પધાર્યા

જે સમયે શ્રીગોકુલનાથજી બ્રહ્માડઘાટ પધાર્યા તે સમયની શોભા અવર્ણનીય છે ત્યા જોતજોતામા એક સુન્દર નગર વસી ગયુ ઠેકાણે ઠેકાણે આનદ અને ઉત્સવ થવા લાગ્યા અને જુદા જુદા ઘરોના ડેરાઓ જુદી જુદી ભાતથી શોભી રહ્યા છે ભિન્ન ભિન્ન સેવાના સ્થાનો અને પાકશાલા વગેરે સુશોભિત થઇ રહ્યા છે અને જુદા જુદા પ્રકારની બેઠકો લોકોના મનને મોહિત કરી રહી છે ઘોડશાલો અને ભડારોના સ્થલ પણ સુશોભિત થઇ રહ્યા છે આ સર્વ રચના બહુજ ત્વરા અને ઉત્તમતાથી થઈ ગઇ અહિં જે આનદ થઈ રહ્યો છે તેના સમાચાર ચિદ્દરૂપને મળ્યા અને આ સમાચારથી તે બહુજ સતપ્ત થયો તેથી તેણે વિચાર્યું કે આપણુ કાઇ ધાર્યું થયુ નહિ. આપણે ગમે તેવા યત્નો કર્યા, પરન્તુ શ્રી ગોકુલનાથજીએ માળા ઉતારી નહિ હવે કોઇ પ્રકારે તેઓના ઉપર આપણો હાથ રહેવો જોઇએ અને એમ કહેવાય કે ચિદ્દરૂપે શ્રીગોકુલનાથજીને પાછા ગોકુલમા રાખ્યા આ વિચારથી ચોબાજી અને ચોધરીને મહારાજશ્રી પાસે મોકલાવ્યા અને તેઓની સાથે કહેવરાવ્યુ કે, " આપ ખુશીથી ગોકુલમાજ રહો, બીજે કયાય જવા જરૂર નથી, હુ બાદશાહને લખી જણાવીશ "

ચોબાજી અને ચોધરી મહારાજશ્રીની છાવણીમા

આવ્યા ત્યા સર્વ લોકો આનંદ કલ્લોલ કરે છે કોઇ ગ્રન્થ ચર્ચા કરે છે અને ટીપ્પણી અને ટીકા વિચારે છે, કોઈ કીર્ત્તન કરે છે અને કોઇ સેવા કરે છે તેઓ આ સર્વ જોતા જોતા શ્રીગોપાલજીને મળ્યા અને પોતાના આવવાનુ પ્રયોજન જણાવ્યુ જેને સાભળીને તેઓશ્રીએ કહ્યુ કે તમે ભલે આવ્યા પણ મહારાજશ્રી તમારી વાત કબુલ કરનાર નથી ત્યાર પછી તેઓ શ્રીગોકુલનાથજી પાસે આવ્યા અને દંડવત્ કરી સન્યાસીનો સદેશો કહિ સભળાવ્યો ત્યારે મહારાજશ્રીએ આજ્ઞા કરી કે અમે કાઈ સન્યાસીના કહેવાથી ગોકુલ છોડયું નથી તેમ અમારે તેમની કૃપા અથવા શિફા-રસની કાઇ દરકાર નથી અમો તો બાદશાહના હૂકમથી ગોકુલ છોડયુ છે આવો સ્પષ્ટ ઉત્તર સાભળીને તેઓ જવા તૈયાર થયા એટલે મહારાજશ્રીએ તેમને પ્રસાદ અપાવી વિદાય કર્યા અને તેઓએ ચિદ્રૂપ પાસે આવીને કહ્યુ કે, શ્રીગોકુલનાથજી પોતાના સેવકો સમેત વિવિધ પ્રકારના આનદ ભોગવી રહ્યા છે અને ગોકુલ છોડવાનુ કોઈને દુ ખ નથી તેમ તેઓ આપની શિફારસની કાઇ પરવાહ અથવા આશા રાખતા નથી એથી સન્યાસી ખમિયાણો પડી ગયો, છતા અભિમાન કરીને બોલ્યો કે હવે હુ જોઇ લઇશ કે તેઓ મારી આજ્ઞાનો અનાદર કરી કેટલા દિવસ આનદ કરે છે ? થોડાજ સમયમા હુ બાદશાહને મળી મારૂ ધાર્યુ કરાવુ છુ કે નહિ ?

આસફખાનની સલાહથી સોરમજી રહેવાનુ બાદશાહ પાસે લખાવી લાવવા મહારાજશ્રીએ અનતદાસને કાશ્મીરમા મૂકયા હતા તે બાદશાહ શિકારેથી આવ્યો ત્યારે આસફખાને સર્વ વૃત્તાન્ત સમજાવીને શ્રીગોકુલનાથજીને સોરમજી રહેવાની ઇચ્છા છે એમ જણાવ્યુ ત્યારે બાદશાહે એ વાતને સ્વીકાર કરી અને વધારામા કહ્યુ કે ગોકુલ છોડીને હાલ જ્યા તેમને સગવડ પડે ત્યા ખુશીથી રહે આસફખાને બાદશાહના હૂકમ પ્રમાણે લખી બાદશાહનો સિક્કો કરાવી લીધો ત્યાર પછી બાદશાહ અને તેના સભાસદોએ શ્રીગોકુલનાથજીની ધર્મનિષ્ઠા વિષે વિવિધ પ્રકારે પ્રશસા કરી, આસફખાને લેખ અનત-દાસજીને આપ્યો અને ત્યાર પછી અનતદાસજીનો પ્રથમના વારાણસી રહેવા સબન્ધીના લેખને લઇને શ્રીગોકુલનાથજી પાસે આવવાનો વિચાર હતો પણ તે લેખ એક કારભારીની દુષ્ટતાને લીધે તુરત મળી શક્યો નહિ જેને લીધે શ્રીગોકુલ-નાથજીને પહેલે ડેરે સાત દિવસ અને બીજે ડેરે વીસ દિવસ રહેવુ પડ્યુ. અનન્તદાસજી તોપણ આવી પહોચ્યા નહિ, તેથી મહારાજશ્રી વચમા એકવાર સઘને ત્યાજ મૂકીને શ્રીનાથ-દ્વારે જઇ આવ્યા. ત્યાથી આપ પાછા પધાર્યા, છતા અનન્ત-દાસ આવ્યા નહિ તેથી તેમની રાહ નહિ જોતા માગશર સુદ ૨ ના રોજ સોરમ પધારવાની તૈયારી કરી અને આનદ પૂર્વક બ્રહ્માડઘાટેથી મુકામ ઉઠાવી ત્રણ કોસ શોકે મુકામે ડેરો કર્યો ત્યાં રઘુનાથદાસે ડેરાની સેવા ઉઠાવી લીધી. ત્યાથી

વિજય કરી આઠ કોસ **એહલપોર** પધાર્યા ત્યાના ભોમીયા અર્જુને તલાવ ઉપર ડેરો કરાવ્યો. ત્યા પણ રસ્તામા ચોરો મળ્યા જેઓ મહારાજશ્રીના દર્શન કરીને પવિત્ર મનના બન્યા અને મહારાજશ્રીની વિવિધ પ્રકારે સેવા કરવા લાગ્યા

બીજે દીવસે **ગંભીરે** થઇ **અકુબોરપોર** થઇને **ચંદ્રતાલ** પધારીને તળાવ પર મુકામ કર્યો, ત્યા ગંભીરાનો આલમરાય મળવા આવ્યો તેનુ સમાધાન કર્યું, તેની સાથે એક ડુમણી હતી તે ગાવામા હુશીયાર હતી તેનુ ઢોલક સાથેનુ ગાન સાભળી મહારાજશ્રીએ તેની પ્રશંસા કરી ત્યાથી ઢોલણે જતા માર્ગમા આસપાસના ભોમિયા લશ્કરના શકથી પોતાના મનુષ્યો એકત્ર કરી લઢવા આવ્યા પણ જ્યારે લશ્કરને બદલે શ્રીગોકુલનાથજી પધારે છે એમ જાણ્યુ ત્યારે આપને આવી મળ્યા અને ચરણારવિંદમા પડી ક્ષમા માગી આપશ્રીએ તેમનુ સન્માન કરી વિદાય કર્યા **ઢોલણેથી** કાલી નદી ઉતરી **ગંધેરી** થઇ આગળ ચાલ્યા માર્ગમા ચંબેલીનો એક કુપો ગાડીમા મૂકયો હતો તે છલકાયો અને તેની સુગંધ ચોતરફ ફેલાવાથી આજુ બાજુના લુટારાઓ કોઇ ઉમરાવ જાય છે એમ જાણી લુટવા આવ્યા પણ શ્રીગો-કુલનાથજી પધારે છે એમ જાણીને લજવાઇ ગયા અને ક્ષમા માગી પાછા ગયા

**इति श्रीतुलसीकाष्ठमाला विजयपताकायां " माला प्रसंगे " अष्टम मांगल्यं समाप्तम् ॥ ८ ॥**

# માંગલ્ય ૯ મું

## શ્રી ગોકુલનાથજીનું સોરમ પધારવું. અમરવનમાં મુકામ કરવો. ગોકુલઘાટનુ બધાવવું અને માગશર સુદ ૭ નો મહોત્સવ.

---

મહારાજશ્રી પોતાના આશ્રિતવર્ગ સમેત આનન્દપૂર્વક માર્ગને વ્યતીત કરી સ. ૧૯૭૮ ના માગશર સુદી ૬ ને સોમવારને દિવસે દોઢપોર દિવસ ચઢયે વાગતે નગારે સોરમમા પધાર્યા મહારાજશ્રીએ આગળ ઘોડા ઉપર બિરાજીને નિવાસ કરવા માટે કેટલાક સ્થાનો જોયા, પરન્તુ કોઈ સ્થાન મનમા આવ્યુ નહિ, તેથી સોરમથી દક્ષિણ તરફ અમરવન નામનુ સ્થાન જોયું તે સ્થાનમા ગગાજીના વચમા એક મ્હોટો કરાડો પડતો હતો તેને કાઢી નાખવાનો વિચાર જણાવ્યો જેને સાભળતાજ સેવકો કામે લાગી ગયા અને તુરત તેને કાઢી નાખ્યો અને ત્યા ગગાજીનો ઘાટ બનાવવામા આવ્યો જેને ગોકુલઘાટ અને વૈષ્ણવો વલ્લભઘાટ કહે છે. મહારાજશ્રી સોરમના દક્ષિણ તરફ અમરવનમા બિરાજવા લાગ્યા તે સમયે ત્યાના જાગીરદારો, ચોધરીઓ વગેરે આપશ્રી પાસે આવવા લાગ્યા

ત્યાર પછી માગશર સુદી ૭ નો ઉત્સવ આવ્યો જે ઉત્સવમા ભાગ લેવા માટે ભરૂચના લીબજીભાઇ, ખભાતના માધવજી પારેખ, ગોપાલદાસ, વસોઇયા દેવજીભાઈ, સોજીત્રા વાળા મેઘજીભાઇ, સુતાર ગોપાળદાસ વગેરે આવ્યા હતા અને ઉત્સવના સમયમા કવિઓ અને બદીજનો આવ્યા હતા તેઓનો મહારાજશ્રીએ સારી રીતે સત્કાર કર્યો તે સમયે ગુણસાગર નામના કવિએ ગાયુ કે જો શ્રીગોકુલનાથજી ન હોત તો માળા કેવી રીતે રહી શકત ?

" જો રાખત નહિ ગોકુલનાથ તો માળા કયો રહેતી હાથ " વિગેરે

**इति श्री तुलसीकाष्ठमाला विजयपताकाया " माला प्रसंगे " नवम मांगल्य समाप्तम् ॥९॥**

---

# विजयपत्रिकोन्मूलनकुठारः ॥

અર્થાત્

શારદા મઠના અધીભૂત શકરાચાર્ય શ્રીમાન્ માધવતીર્થ સ્વામીજી

તથા

" શ્રીશુદ્ધાદ્વૈત ભૂષણ " ઉમરેઠનિવાસી

શાસ્ત્રી જ્યેષ્ઠારામ હરિજીવન જોશી વચ્ચે પાટણમા થયેલો

## ( માલાતિલક સંબધી ) શાસ્ત્રાર્થ

પ્રથમ આવૃત્તિ દુષ્પ્રાપ્ય હોવાથી કોઇ ગૃહસ્થ તરફથી ઉત્તેજન મળેથી દ્વિતીય આવૃત્તિ બહાર પાડવામા આવશે

**શાસ્ત્રી જ્યેષ્ઠારામ હરિજીવન જોશી** મુ૦ **ઉમરેઠ**

# માંગલ્ય ૧૦ મું

ગોકુલનાથજીની નિડરતા, ચોર ઉપર થયેલી
અસર, ઇજારદારનુ સમાધાન, સ્વજનોની સભાળ,
ચિદ્દરૂપની હાકેમને ઉશ્કેરણી, સીધુસામાન
બધ, હાકેમની દિલગીરી સાથે ક્ષમા માગવી.
શ્રીગિરિધરજીનુ લીલામાં પધારવું. બાદ-
શાહને પીડા અને તેથી કરેલી
સખાવત. ચિદ્દરૂપે કરેલી ચોરી,
ઓલીયાનો ઠપકો, ચિદ્દરૂપનુ
અપમાન, શ્રીગોકુલનાથજીનો
ચમત્કાર, ગોકુલનો પરવા
નો લેઇ માલાનો વિજય
કરી ગોકુલમાં મહા-
રાજશ્રીનું પાછા
પધારવુ.

---

ત્યારપછી મહારાજશ્રીએ અમરવનમાં જુદાજુદા આવાસો
ચાવી તેમા શ્રીઠાકોરજીની સેવા વગેરેનો પ્રબન્ધ કરાવ્યો
અને પોતાને માટે આવાસ સ્વતત્ર નિર્માણ કરાવ્યું અને તે
ઉપરાન્ત વૈષ્ણવો, જલઘરીયા, ભીતરીયા વગેરેને રહેવાનો

પ્રબન્ધ કરાવી આપ્યો અને ગાડીઓ, ગાયો અને છકડાઓ વગેરેને લીધે એક સ્વતંત્ર નગર જેવું છવાઇ ગયું જે રચનાને જોઇને તેની આસપાસના લોકો શ્રીગોકુલનાથજીના વૈભવોની પ્રશંસા કરવા લાગ્યા અને આપશ્રીને વિનતી કરી કે આવા જંગલમાં સમૃદ્ધિ સાથે રહેવું તે જોખમ ભરેલું છે ત્યારે આપશ્રીએ કહ્યું કે–

" હમારૂં કાંઇપણ કોઇ કદાપિ લેઇ જાયજ નહિં "

પરંતુ તેજ રાત્રે ગાડીનો એક બળદ ગુમ થયો અને તરત બૂમ પડી એટલે પોહરૂઆ પાછળ દોડયા, પણ ચોર પકડાયો નહિં પરંતુ ભગવદ્ ઇચ્છાથી એ ચોરનો વીસ વરસનો છોકરો અચાનક તત્કાળ મરણ પામ્યો, જેથી મોહોવાસમાં સોર થઇ રહ્યો કે, "શ્રીગોકુલનાથજી ધર્મના રક્ષક છે એમના અપરાધથી આ બનાવ બન્યો છે " જેથી તમામ મોહોવાસીઓએ ભેગા થઇ મહારાજશ્રીને કહેવરાવ્યું કે– " આપશ્રીનો બળદ ઘેર બેઠા આવશે " અને ચોથે દિવસે લાગ જોઇ એક વૃક્ષે બળદને બાંધી ગયા એ પ્રકારે ભવ ભયહરણ શ્રીગોકુલનાથજીએ પોતાની સાથમાના સર્વે ભકતજનોને નગરવાસીઓના કહેવાથી ભય ઉપજે તેમાથી મુકત કરવા આ પ્રતાપ જણાવ્યો નહિ તો એ પહેરૂઆ આગળ ચોર ચોરી કેમ કરી શકે ? અર્થાત્ પ્રભુની વસ્તુનો

પભોગ અન્ય કરી શકે જ નહિં આ પ્રતાપ બલ જોઇને
ાર જેવા લોકો પણ મહારાજશ્રીના દર્શન કરીને પવિત્ર
ની આપશ્રીની સેવા કરવા તત્પર થયા મહારાજશ્રી નિર્ભય
ાને આનન્દપૂર્વક ત્યા નિવાસ કરવા લાગ્યા મહારાજશ્રી
ાકુલથી સોરમ પધાર્યા છે એ સમાચાર સાભળીને જુદાજુદા
જાઓ તરફથી પોતાને ત્યા પધારવાના આમત્રણો આવ્યા
ણુ મહારાજશ્રીએ તેઓના આમત્રણોનો આદરપૂર્વક અસ્વીકાર
ર્યો, પછી દશમે **પચતીર્થ** અને એકાદશીએ **અષ્ટતીર્થ**
ધાર્યા બીજે દિવસે (માગશર સુદ ૧૧) **વારાહક્ષેત્રનુ**
ાહાત્મ્ય હોવાથી તથા મહારાજશ્રીને ત્યા પધારેલા જાણી
ણા લોકો ભેગા થયા અને **માલારક્ષક** પ્રભુના દર્શન
રવા લાગ્યા અને ત્યા અતિશય ભીડ થઇ પરતુ શ્રીગોકુ-
નાથજી સર્વેની દર્શનની અભિલાષા પૂર્ણ કરી **આઘવરાહે**
ઇ મુકામપર પધાર્યા અને ફલાહાર લઇ પોઢયા

પછી ઉત્થાપન સમયે મહારાજશ્રી પ્રસન્નતામા બિરા-
ચા હતા તેવામા અમરવનમા આપે મુકામ કર્યો હતો તેથી
ાનો મોકાતી (મકાતી–ઇજારદાર) આપની પાસે આવ્યો
ાને કહેવા લાગ્યો કે મે આ વન ઇજારે રાખ્યુ છે અને
ાબા નીચે આપની અને આપના મનુષ્યોની રસોઇ થાય છે
ના ધુમાડાને લીધે હવે મોર બેસશે નહિ પછી હુ હાકેમને

ઇજારાના રૂપૈયા કેવી રીતે આપી શકીશ? માટે આપ અહિંથી મુકામ ખસેડવા મહેરબાની કરો ત્યારે શ્રીગોકુલનાથજીએ તેને ઇજારાના પૈસા પોતે આપવા કબુલ કરી તેનુ મન મનાવી વિદાય કર્યો

મીરજાપુરના ગુરાહર પ્રલ્હાદ અને અરજુનપુરના મોહનરાયે મહારાજશ્રીના સોરમ પધાર્યાના સમાચાર જાણી માગશર સુદ ૧૩ના રોજ ઘણા લોકો સાથે શરણે આવી નામ પામ્યા અને સેવાની વિનતી કરી કે, ઘાસ કાઠી વિગેરે જે જોઇએ તે નિત્ય અમો પૂરી પાડીશુ એ મુજબ બને જણ પરસ્પર જે વૈર હમેશા રાખતા તેઓ પણ આપશ્રીના પ્રતાપ બળથી વૈરભાવ ત્યજીને પરસ્પર સપી સેવા કરતા અને પોતાનુ કલ્યાણ માની ઘાસ કાઠી પુરી પાડતા

માગશર સુદ ૧૫નુ ચદ્રગ્રહણ હોવાથી મહારાજશ્રીએ ગગાસ્નાન કરી ઘણુ દાન આપ્યુ

મહારાજશ્રીએ સોરમથી શ્રીગોપાલલાલજી અને વિઠ્ઠલરાયજીને ગોકુલ મોકલાવી ત્યા રહેનારાઓને કોઇ પ્રકારે દુખી ન થવા કહેવરાવ્યુ અને જેને જે જોઇતુ હોય તે અપાવ-વાની આજ્ઞા કરી આ પ્રમાણે આપ સોરમમા બિરાજીને પોતાના સમસ્ત આશ્રિત જનોનુ વિવિધ પ્રકારથી પોષણ કરી રહ્યા છે

આ તરફ ચિદ્દરૂપે શ્રીગોકુલનાથજીના વૈભવ આદે મુખના સમાચાર સાભળી તેઓને કષ્ટ આપવાના ઈરાદાથી સોરમના હાકેમ ઉપર એક પત્ર લખી તેને જણાવ્યુ કે શ્રીગોકુલનાથજી અહિંથી રીસાઇને આવ્યા છે, માટે ગામમાથી સિધુ સામાન તેઓને મળે નહિ તેવી તજવીજ કરવી અને જો મારી આ વાતને માની નથી તો તેનુ પરિણામ તારા હક્કમા સારૂ નહિ આવશે આ પત્રને વાચીને હાકેમ મહારાજશ્રી પાસે આવ્યો અને વિનતિ કરી કે સન્યાસીનો પત્ર આવેલ છે અને આપને કષ્ટ થશે માટે બીજે સ્થાને આપ પધારો, ત્યારે મહારાજશ્રીએ આજ્ઞા કરી કે અમે કાઇ તે સન્યાસીના કહેવાથી અહિં આવ્યા નથી, અમે બાદશાહના હૂકમ પ્રમાણે આવ્યા છીએ, જો તમને સન્યાસીનો ભય હોય તો તેને લખી દો કે મારા કહેવાથી તેઓ બીજે જતા નથી, તેથી તમને કાઇ ડર રહેશે નહિ મહારાજશ્રી તરફથી આ સ્પષ્ટ ઉત્તર સાભળીને હાકેમ ગામમા ગયો અને કોઇએ મહારાજશ્રીના માણસને સિધુસામાન આપવુ નહિ એવો હૂકમ કર્યો, તેથી સર્વ કોઇએ તે હૂકમ સ્વીકાર્યો, પરન્તુ એક ઉધમ નામનો વાણિયો દિવસે સઘળાઓને ઉતારે જઇ પૂછી આવે અને રાત્રે તે સિધુ-સામાન પહોચાડી દે આ પ્રમાણે કેટલાક દિવસ ચાલ્યુ, ત્યાર પછી મહારાજશ્રીએ આગરે લશ્કરખાન પાસે માણુસ મોકલાવી સમાચાર કહેવગાવ્યા, જેને જાણીને

લશ્કરખાંને સોરમના હાકેમને લખ્યુ કે મારા સાભળવામા આવ્યું છે કે તુ શ્રીગોકુલનાથજી ગુસાઇથી વિરોધ રાખે છે માટે તે પ્રમાણે તેમના સાથે વિરોધ રાખવાની કાઇ દરકાર નથી, તેઓશ્રી બાદશાહના હુકમ પ્રમાણે ત્યા પધારેલા છે જો મારી આ વાત ઉપર ધ્યાન નહિ આપશે તો તારૂ તેમા ભલુ નથી આ સમાચાર હાકેમને મળ્યા તેટલામા અનત-દાસજી બાદશાહનો હૂકમ લઇને આવી પહોચ્યા તે હૂકમ મહારાજશ્રીએ હાકેમ પાસે જોવા મોકલ્યો, તેથી હાકેમ ડુગરશી તે મહારાજશ્રી પાસે ક્ષમા માગવા આવ્યો

મહારાજશ્રીએ વિવેકપૂર્વક તેને આશ્વાસન આપ્યુ ત્યાર પછી હાકેમ અને ત્યાના સમસ્ત રહેવાસિઓ મહારાજશ્રીની વિવિધ પ્રકારે સેવા કરવા લાગ્યા મહારાજશ્રી ત્યા બિરાજ્યા તેથી ભિક્ષુકો ભાગ્યવાન્ બન્યા, વ્યાપારિઓના વ્યાપાર વધ્યા અને મજુરી કરનારાઓને મજુરી મળવા લાગી આના ઉપરાન્ત ઉપદેશ શ્રવણ કરવાની ઇચ્છા રાખનારાઓને ઉત્તમ ધર્મનો ઉપદેશ પ્રાપ્ત થવા લાગ્યો

આ પ્રમાણે સોરમજીમા શ્રીગોકુલનાથજી પોતાના આશ્રિતવર્ગો સમેત આનંદ કરી રહ્યા છે એવામાં પોષ વદી ર ના દિવસે શ્રીગિરિધરજીના લીલામા પધારવાના સમાચાર ત્રીજા દિવસે મહારાજશ્રી પાસે આવ્યા કુટુમ્બ પરિવાર સમેત ગગાજીમાં સ્નાન કર્યું ત્યાર પછી વહુજી અને બીજા

બાલકોને સાથે લઈને આપશ્રી ગોકુલ પધાર્યા ગોકુલમા પોતાના ઘરમા ન રહેવુ એવુ લખી આપ્યુ હતુ તેનુ પાલન કરવા માટે પોતાને ઘેર ન જતા પુષ્પાજની બાઈને ત્યા ઉતર્યા હતા, પછી શ્રીગોકુલથી શ્રીનાથજીના દર્શન કરવા પધાર્યા અને ત્યા ૪ દિવસ રહી ત્યાથી પાછા સોરમ પધાર્યા સોરમમા મહારાજશ્રી આનન્દપૂર્વક બિરાજે છે અને ત્યા દેશદેશાન્તરોના પડિતો, ધર્માત્માઓ અને કવિઓ વગેરે આવેછે તેઓનુ યથાયોગ્ય સન્માન કરી તેઓને વિદાય કરે છે

એટલામા બાદશાહ કાશ્મીરથી આગરે આવવા નિકળ્યો રસ્તામા બુડિયા સોરણપુરમા પહોચતાજ બાદશાહના ઉદરમા પીડા ઉપડી, તેથી તે અત્ય ત કષ્ટ પામવા લાગ્યો, તેથી સાર ગદેવ સાથે કેટલુ ક સુવર્ણ મથુરાના બ્રાહ્મણોને દાન કરવા મોકલ્યુ આ સુવર્ણમાથી કેટલુક સન્યાસીએ પોતાની પાસે રાખી લીધુ તે સમાચાર નૂરમોહોલને મળ્યા અને તેણે બાદશાહને અવસર જોઈને સન્યાસીએ દાનના સુવર્ણમાથી કેટલુંક પોતે રાખી લીધુ છે એમ કહ્યુ અને સ ન્યાસીના સ બ-ધમા બીજી પણ કેટલીક બાબતો કહીને પછી કહ્યુ કે આવા સન્યાસીના કહેવાથી આપે ગુ સાઇ શ્રીગોકુલનાથજીને વિના અપરાધે ગોકુલમાથી બહાર રહેવાનો હુકમ કર્યો છે તેથીજ તમોને આ સર્વ પીડા થાય છે. આ સર્વ વચન સાભળીને બાદશાહનુ મન સન્યાસી ઉપરથી ઉતરી ગયુ આ વાત પ્રથમ ઉમરાવે

કહિ હતી અને પછી નૂરમોહોલે પણ કહિ તેથી બાદશાહના મનમા આ વાત આવી ગઇ ત્યાર પછી બાદશાહ દિલ્હી ગયો, ત્યા એક વિરક્ત ઓલીઓ તેને મળવા ગયો હતો, તેણે પણ શ્રી ગોકુલનાથજીને વ્યર્થ દુખમા નાખવા બાબતનો ઠપકો આપ્યો તેથી બાદશાહ મનમા શરમાયો અને શ્રીગોકુલનાથજીને કારણ વિના કષ્ટ આપવાને લીધે પસ્તાવો કરવા લાગ્યો બાદશાહના મનમા નિશ્ચય થયો કે સન્યાસી અધર્મી અને જુઠો છે હવે તેનુ કદિ પણ મુખ જોવુ ન જોઇએ. ત્યાર પછી બાદશાહ એક વખત શેરગઢ આવ્યો ત્યા બાદશાહના ડેરા પાસે નાગો ચતુરો પોતાના શિષ્યો સમેત ડેરા નાખીને પડયો હતો, તેના વેરાગીઓએ

"फिरि व्रजवसो श्रीगोकुलनाथ"

આ પદ ગાયું, જેને સાભળીને બાદશાહ બહુજ પ્રસન્ન થયો અને ગાનારા વેરાગીઓને પોતાની પાસે બેસારીને ફરીને તે પદ ગવરાવ્યુ અને શ્રીગોકુલનાથજીને સર્વ પ્રકારના લોકો આ પ્રમાણે માને છે અને મે વ્યર્થ સન્યાસીના પ્રપચમા ફસીને તેઓશ્રીને કષ્ટ આપ્યુ એ બહુજ અનુચિત કર્યુ છે આ પ્રકારે બાદશાહ અત્યન્ત પશ્ચાત્તાપ કરવા લાગ્યો

શેરગઢથી બાદશાહ મથુરાજી તરફ આવે છે, આ ામાચાર મળવાથી સન્યાસીએ ઘાટ ઉપરના રસ્તાઓ સાફ રાવી રાખ્યા અને બાદશાહને મળવા માટે પોતે સઘળી

તૈયારી કરાવી રાખી હતી મથુરાના જે લોકોને સન્યાસીના દુરાગ્રહને લીધે માળા ઉતારવી પડી હતી તેઓ બાદશાહ આવે છે એમ જાણીને અક્રૂરઘાટ ઉપર આવીને ઊભા થઇ ગયા, બાદશાહનુ નાવ ઘાટ ઉપર આવ્યુ એટલે તેઓએ બાદશાહની જય બોલાવી મ્હોટે શબ્દે માલા ધારણ કરવાની માગણી કરી ત્યારે બાદશાહે પૂછ્યું કે આ લોકો કેમ ભેગા થઇ પોકારે છે, ત્યારે ખાને કહ્યુ કે એ લોકોની માળા સન્યાસીએ ઉતરાવી છે, તેથી તેઓ આપની પાસે માળા ધારણ કરવાની આજ્ઞા માગે છે ત્યારે બાદશાહે તેઓને ઇસારેથી માળા પહેરવાની આજ્ઞા આપી અને શ્રીગોકુલનાથજીની પ્રશસા સાથે સન્યાસીની ખૂબ નિન્દા કરી

આ પ્રમાણે સર્વ લોકોને માળા પહેરવાનો હુકમ આપી આનદ અને જયકારના ધ્વનિ વચ્ચે નાવ આગળ ચલાવી નાવ સૂરજકુડ ઉપર પહોચતા નાવના ઉપરીએ ત્યા તેને ઊભુ રાખ્યુ, ત્યારે બાદશાહે નાવ અટકાવવાનુ કારણ પૂછ્યું તે સમયે નાવના ઉપરીએ ખુલાસો કર્યો કે અહિં સન્યાસીનો ડેરો પડયો છે ત્યારે બાદશાહે મ્હોઢુ બગાડીને કહ્યુ કે “ નહિં નહિ કુછ કામ નહીં આગે ચલાવ ” બાદશાહની આજ્ઞા પ્રમાણે નાવ આગળ ચાલ્યું બાદશાહે આ પ્રમાણે ચિદ્રૂપનુ અપમાન કર્યું અને હોળીના દિવસોમા મથુરાજીના ચોબાઓએ સન્યાસીની હાસી મશ્કરી શરૂ કરી, તેથી ગભરાઇને ચિદ્રૂપ વારાણસી (કાશી) જઇ વસ્યો. ત્યારપછી

સન્યાસીએ પોતાના ખુશામતિયાઓને ત્યા દ્રવ્ય મૂક્યુ હતુ તે બાદશાહના માણસોએ લઇ લીધુ

પછી બાદશાહ મથુરાથી ગોકુલ પાસે આવ્યો અને પૂછ્યુ કે આ કયુ ગામ છે? ત્યારે બલભદ્રે કહ્યુ કે આ શ્રીગોકુલ છે બાદશાહને જોતા જણાયુ કે શ્રીગોકુલ ઉજડ જેવુ થઇ ગયુ છે, તેથી તેમ થવાનુ કારણ પૂછતા બલભદ્ર કાનવંશે જવાબ આપ્યો કે શ્રીગોકુલનાથજી બિરાજતા હતા ત્યારે આ નગર ઘણુજ રમણીક હતુ અત્યારે તેઓશ્રી આપના હુકમને લીધે અહિં બિરાજતા નથી, તેથી આ નગરની એવી સ્થિતિ થઇ રહી છે ત્યારે બાદશાહે કહ્યુ કે શ્રીગોકુલ નાથજી ભલે અહિં બિરાજે તેવુ લખી મોકલાવો તે સમયે શ્રીગોકુલનાથજીના ભાણેજ મધુસૂદન ત્યા આવેલા હતા તેઓ આસફખાનને મળ્યા ત્યારે શ્રીગોકુલનાથજીની પ્રસન્નતાના સમાચાર પૂછ્યા પછી શ્રીગોકુલ પધારવા વિષેનો પત્ર બાદશાહના હુકમ પ્રમાણે વિવેક પૂર્વક લખી આપ્યો

આ પત્ર લઈને મધુસૂદન સોરમ તરફ જવા રવાના થયા, પરન્તુ તેઓના પહોચતા પહેલાજ મવા દિવસમા ગોધુ વધાઈ લઇ ઉતાવળો પહોચી ગયો અને શ્રીગોકુલ જવાનુ સાભળીને મહારાજશ્રી તથા વૈષ્ણવો વગેરે અધિક પ્રસન્ન થયા

વૈષ્ણવો અને સેવકો વગેરેએ તુરત શ્રીગોકુલ તરફ પ્રયાણ કરવાની ઇચ્છા જણાવી, પરન્તુ આપશ્રીએ પત્ર આવતા સુધી રહેવાનુ નિશ્ચિત કર્યું મધુસૂદન પત્ર લઇને આવ્યા

એટલે બાલંડા વગેરેની સાથે બેસીને વિચાર કર્યા પછી પ્રયાણ કરવાનો નિશ્ચય કર્યો ત્યારપછી મહારાજશ્રી આગરે બાદશાહને મળવા માટે પધાર્યા પ્રથમ આસફખાનને મળ્યા આસફખાન બહુજ પ્રસન્ન થયો અને શ્રીગોકુલનાથજીને કષ્ટ પડયા તે માટે શોક દર્શાવી અન્તમાં આપની ઈચ્છા પૂર્ણ થઇ છે એમ જણાવી પ્રસન્નતા જાહેર કરી મુકામ કર્યા પછી આપ આસફખાન સાથે બાદશાહને મળવા પધાર્યા આસફખાને પ્રથમ બાદશાહને શ્રીગોકુલનાથજીના પધારવાના સમાચાર કહ્યા જેને સાભળીને બાદશાહે કહ્યુ કે કાલે બોલાવીશુ પછી જે ચુગલીખોર લોકો હતા તેમણે જાણ્યુ કે આપણી વાત જશે, તેથી પૃથ્વીપતિ બાદશાહને શીખવ્યું કે શ્રીગોકુલનાથજી પાસે પુરો ચમત્કાર જોવો, અને સપૂર્ણ ચમત્કાર જણાય તોજ તેમને ગોકુલમા રહેવાની પરવાનગી આપવી પૃથ્વીપતિ બાદશાહે કહ્યું કે તમે કહો તે ચમત્કાર લેઇએ, ત્યારે ચુગલીખોરોએ કહ્યુ કે-" એક અસ્થિનો ( હાડકાનો ) ચોતરો કરી તે ઉપર શ્રીગોકુલનાથજીને બેસાડવા ' આ સાભળી બાદશાહે કહ્યુ કે એ સલાહ ઠીક છે, એજ પ્રમાણે કરીશુ તે પ્રમાણે મુલાકાતની વખતે લુચ્ચા લોકોએ તેજ મુજબ કર્યું એક અસ્થિનો ચોતરો કરાવી તે ઉપર સફેદ ખોળ ચઢાવી દીધી. પ્રાત કાલ થયો એટલે શ્રીગોકુલનાથજીને કહેવરાવ્યુ કે, આપ મુલાકાત માટે પધારો ? મહારાજશ્રી પધાર્યા, અને તે ચોતરા ઉપર

ગાદી તકિયો બિછાવ્યો હતો ત્યા પોતે બિરાજ્યા દેશાધિપતિ બાદશાહ દર્શન કરવા આવતા સૂર્ય સમાન તેજપુંજ દર્શન થતા અંતઃકરણમા નિશ્ચય હતો કે દંડવત્પ્રણામ ન કરવા છતા, દંડવત્પ્રણામ આપશ્રીના પ્રતાપ બળે તુરતજ થઇ ગયા આપશ્રીએ આશીર્વાદ દીધો પછી પૃથ્વીપતિ બાદશાહે વિનતી કરી પ્રશ્ન કર્યો કે, આપ બિરાજ્યા છો તેની નીચે શુ છે? ત્યારે આપશ્રીએ આજ્ઞા કરી કે, "ચંબેલીના ફૂલ છે." પછી બાદશાહ તે સાભળીને હસીને પોતાના મહેલમા ગયો, અને મહારાજશ્રી પોતાના મુકામે પધાર્યા પછી બાદશાહે ચોતરો ખોદાયો તો તેમાથી ચંબેલીના ફુલ ટોપલે ટોપલા નીકળ્યા તેની માળાઓ કરી દેશાધિપતિ બાદશાહ આદિ સમસ્ત કચેરીના કામદારોએ તે માળાઓ ધારણ કરી આશ્ચર્ય પામ્યા આ પ્રમાણે યશસ્વરૂપ મહારાજશ્રીના પ્રતાપબળે માળાનો વિજય કર્યો તે જોઇ ચુગલખોર લોકોના મો વિલા પડી ગયા. અને પૃથ્વીપતિ બાદશાહે આસફખાનને કહ્યુ કે આ દેવ સાચા છે માટે એમને પાછા ગોકુલમા રહેવાની વિનતી કરવી આસફખાને કહ્યુ કે વિનતી કરીશુ એમ કહી કચેરી બરખાસ થઇ બીજે દીવસે પ્રાતઃકાળ થયો વિનતી કરી મહારાજશ્રીને પધરામણીની રીતિથીસ્વારી સહિત અત્યંત આદર ભાવથી પધરાવ્યા અને વિનતી કરી

કે આપ શ્રી ગોકુલ સુવસ કરીયે અર્થાત્ ગોકુલમા બિરાજો આપશ્રીએ કહ્યુ કે આપના પ્રતિબધથી છોડયુ છે ભલે આપની ઇચ્છા છે તો અમો ગોકુલ રહિશુ પછી બાદશાહે પરવાનો લખી આપ્યો અને કહ્યું કે–આપને જે પરિશ્રમાદિ પડયા હોય તેને માટે હુ ક્ષમા માગુ છુ હવે આપ ખુશીથી શ્રી ગોકુલ બિરાજો

આ પ્રમાણે બાદશાહે શ્રીગોકુલનાથજીને સદૈવ શ્રીગોકુલમા બિરાજવાની રજા આપીને સન્માનપૂર્વક વિદાયકર્યા ત્યાર પછી મહારાજશ્રીએ સોરમમાં દોલોત્સવ કર્યો અને ચૈત્ર વદી ૫ ને શુક્રવારના શુભ મુહૂર્તે પ્રયાણ કરી સ્વધર્મનુ રક્ષણ કરી તુલસી-કાષ્ઠમાલાનો વિજય કરી શ્રીગોકુલાધીશજી શ્રીગોકુલમા પધાર્યા

**इति श्रीतुलसीकाष्ठमाला विजयपताकायां " माला प्रसंगे " दशम मांगल्यं समाप्तम् ॥१०॥**

---

**સ્વધર્મનું રક્ષણ કરવા, ઉદારચિત્ત કોઇપણ-**
**સ્વધર્માભિમાની વૈષ્ણવબધુ જાગૃત થશે કે ?**

અમારા તરફથી " **સત્સિદ્ધાન્ત દિવાકર** " નામનો ગ્રથ લખાય છે. છપાવવા ઉદારચિત્ત સ્વધર્માભિમાની વૈષ્ણવબધુના ઉત્તેજનની જરૂર છે આવો ગ્રથ અદ્યાવધિ પ્રસિદ્ધ થયેલો નથી મદદ આપવા ઇચ્છનારે પત્રવ્યવહાર કરવો

**શાસ્ત્રી જયેષ્ઠારામ હરિજીવન જોશી**
મોટા મદીર પાસે, શ્રીકૃષ્ણભવન, મુ૦ **ઉમરેઠ**

# માંગલ્ય ૧૧ મું

## મહારાજશ્રીનું સોરમથી આનંદ પૂર્વક ગાજતે વાજતે ગોકુલમાં પધારવુ. માલાનો વિજય, ધર્મનો જય અને પાપનો ક્ષય એ સદૃષ્ટાંત નિરૂપણ.

શ્રીગોકુલનાથજી મહારાજ શ્રીગોકુલ પધારવાના છે આ સમાચાર સોરમ અને તેના આસપાસના રહેનારા ભોમિયા ચોધરિઓ વગેરે અને બ્રાહ્મણ, ભાટ, ચારણોને મળ્યા, તથી તેઓ મહારાજશ્રીના દર્શન કરવા આવ્યા અને મહારાજશ્રીના વિવિધ પ્રકારથી યશ વર્ણન કરવા લાગ્યા મહારાજશ્રી તેઓના ઉપર પ્રસન્ન થયા અને અધિકાર પ્રમાણે સર્વને ભિન્ન ભિન્ન પ્રકારે દાન સન્માનાદિ પ્રદાન કર્યાં આ પ્રમાણે વારાહક્ષેત્ર ( સોરમ ) મા કુલ ૩ માસ ને ૧૨ દિવસ રહી ચૈત્ર વદ ૫ શુક્રવારે ત્રણ ઘડી સૂર્ય ચઢતા વિજય કરી. આપશ્રી સોરમથી મુકામ ઉઠાવી આનદપૂર્વક સમસ્ત અનુયાયી વર્ગ સમેત શ્રીગોકુલ પધાર્યા ત્યા રસ્તામા શ્રીઠાકોરજીના સમીપમાં આપ ચાલે છે અને અસખ્ય દ્રવ્યાદિની ન્યોચ્છાવરો થઈ રહી છે આપશ્રી વાજતે ગાજતે ૮ કોસની મજલ કરી રૈંડે આવી ડેરો કર્યો અને ત્યાથી બીજે દિવસે પણ ૮ કોસની મજલ કરી શકુરે આવ્યા, અહિંના ભોમીયા ભાવ સહિત દહેડી લાવ્યા તેનો સત્કાર કરી ચૈત્ર વદ ૭ મે ૧૩ કોસની ત્રીજી મજલ કરી ચોહાણના ગામ સેલખેરૂમા આવ્યા

અને ત્યાંથી સૂર્યોદયે **કુણજોલી** પધાર્યા વૈષ્ણવોની ગોકુલ દર્શનની ઉત્સુકતાને લીધે **ભરપીયાનો** ડેરો બંધ રાખી સંવત ૧૬૭૮ ના ચૈત્ર વદિ ૧૦ ને બુધવારે ચાર ઘડી દિવસ ચઢતા નિશાન ડંકા સાથે વાજતે ગાજતે માલાનો વિજય કરી શ્રીગોકુલમાં પ્રવેશ કરી પોતાના મંદિરમાં પધાર્યા શ્રીગોકુલનાથજીના પધારવાથી શ્રીગોકુલના નિવાસીઓ પ્રસન્ન થયા અને શ્રીગોકુલની ગયેલી શ્રી પુનર્વૃદ્ધિને પામી લોકો વિવિધ પ્રકારથી શ્રીગોકુલનાથજીની ધર્મ રક્ષાની દ્રઢતા વિષે પ્રશંસા કરે છે. અન્તે ધર્મનો જય થયો અને પાપનો ક્ષય થયો સત્ય હતું તે સત્ય રહ્યું અને અસત્ય ઉડી ગયું સત્યમાં કદિ પણ ભય નથી

**यत्र योगेश्वर कृष्णो यत्र पार्थो धनुर्धर ।**
**तत्र श्री र्विजयो भूति र्ध्रुवा नीति र्मति र्मम ॥**

**इति श्री तुलसीकाष्ठमाला विजयपताकाया "माला प्रसंग" एकादश मांगल्यं समाप्तम् ॥ ११ ॥**

---

## વૃંદા અને તુલસી

પરમાત્માએ મોહિની રૂપી બગીચો બનાવ્યો. બગીચામા એવી માયા રચી જેથી વૃંદા મોહીત થયા અને જાલધર મરાયો જાલધરનુ શિર વૃંદાના ખોળામા પડયુ જેથી વૃંદા ચકિત થયા અને કાંઇ પણ કપટ થયુ છે એવો વ્હેમ પડયો આ બનાવથી વૃંદાને ખેદ થયો અને શ્રાપ દીધો પાછળથી વૃંદાને ભાન થયુ અને કરેલ કાર્યનો પશ્ચાત્તાપ થયો અને પરમાત્મા પાસે માફી માગી. પરમાત્માએ કહ્યુ ' તુ કાષ્ઠવત્ થાઓ " વૃંદાએ ઘણી આજીજી કરી જેથી પરમાત્માએ કહ્યુ તારા વીના હુ ભોજન નહિ કરૂ અને આજ કાર્યને લીધે તુલસી પધરાવેલુ અન્ન પ્રસાદી ગણાય છે તેમજ પરમાત્માને ધરાવવામા આવતી સામગ્રીમા તુલસી ધરાવવામા આવે છે તુલસી વિનાનુ અન્ન અપ્રસાદી ગણાય છે અને વૈષ્ણવોને અપ્રસાદી અન્ન લેવુ એ ઉચીત નથી તુલસીને વૃંદા પણ આજ પ્રસગ ઉપરથી કહે છે તુલસીની મહત્વતા કાંઇ ઓછી નથી તુલસી સુવાસીત છે અને મુખ શુદ્ધિ કરે છે તેથી પણ અન્નની સાથે ઉપયોગ કરવો એ આવશ્યક છે

## તુલસી એજ પરમાત્મા.

એક પ્રસગે નારદમુનિ ફરતા ફરતા દ્વારિકામા ગયા, અને સત્યભામાના મંદિરે પધાર્યા સત્યભામાએ પ્રશ્ન કર્યો કે " નારદમુનિ,

મે એવા શા પ્રકારનાં પુણ્ય કર્યાં હશે કે શ્રીકૃષ્ણ મને સ્વામિરૂપે મળ્યા" નારદમુનિએ પ્રત્યુત્તર વાળ્યો "પૂર્વ જન્મમા તમે નારદમુનિનુ સ્મરણ કરતા હતાં, તથા તુલસીની પૂજા કરતા હતા, તે અચળ ભક્તિના પ્રભાવથી આપ શ્રીકૃષ્ણને પામ્યા છો "

સત્યભામા—" હવે મારે શુ કરવુ જોઇએ, જેથી મને આવતે ભવ શ્રીકૃષ્ણ મળે "

નારદ—" આપ સુજ્ઞ અને સુશીલ છો તેમજ ચતુર છો આપ સારી રીતે જાણો છો કે વાવે તેનુ લણે અને કરે તેવુ પામે. જો શ્રીકૃષ્ણ સાથે આપનો સબધ ઇચ્છતા હો તો આપ શ્રીકૃષ્ણનું દાન કરો, જેથી આપનુ ધાર્યું કાર્ય ફળીભૂત થશે, "

સત્યભામા—આપનુ કહેવુ યથાયોગ્ય છે અને તેમ કરવાથી શ્રીકૃષ્ણની પ્રાપ્તિ થાય તો ભલે, હુ શ્રીકૃષ્ણનુ દાન કરૂં છુ અને તે દાન આપનેજ અર્પણ કરૂ છુ "

નારદ—તથાસ્તુ,

આ પ્રમાણે થયા પછી નારદજીએ કહ્યુ " શ્રીકૃષ્ણ તમો તો મને દાનમા પ્રાપ્ત થયા છો માટે ચાલો, મારી સાથે ચાલો "

સત્યભામા, નારદના વચનથી ગભરાયા, અકળાયા અને વિચારમા પડયા કે " શ્રીકૃષ્ણ પરભવમા મેળવવાની આશામાં તો શ્રીકૃષ્ણને આ ભવમાજ ખોઇ બેઠી ' માટે નારદજીને વિનવીને શ્રીકૃષ્ણ પાછા મેળવુ.

સત્યભામા—" નારદજી આપે તો મને હંફાવી આપના વચન

ઉપરથી મેં શ્રીકૃષ્ણનું દાન આપ્યું પણ તેથી મે ઉતાવળમા ભૂલ કરી, અને મારી ભૂલને ક્ષમા આપી આપ શ્રીકૃષ્ણ મને પાછા સોપો "

નારદજી—" સત્યભામા, તમો અકળાવો નહિ, જો તમારી મરજી હોય તો તેમ કરો, પરંતુ શ્રીકૃષ્ણ બરાબર મને કોઇ ચીજ આપો "

સત્યભામાએ ઘણીક ઘણીક ચીજો લાવી મૂકી પરંતુ શ્રીકૃષ્ણની બરાબર કઇ ચીજ થઇ નહિ

ત્યારે નારદજીને કહ્યું—" હુ તો થાકી હવે આપ મને ત્વરિત રસ્તો બતાવો, જેથી મારા મનને શાન્તિ થાય. "

નારદજી—"તુલસી લાવો અને તેજ શ્રીકૃષ્ણની બરાબરી કરશે "

આ ઉપરથી સાબીત થાય છે કે તુલસી, શ્રીકૃષ્ણની બરાબર છે અને તુલસીનું સ્મરણ કરવુ તે શ્રીકૃષ્ણના સ્મરણ બરાબર છે આજ હેતુથી તુલસીની માળા કંઠે ધારણ કરવાનો રિવાજ વૈષ્ણવ સંપ્રદાયવાળાએ કર્યો હશે.

તુલસી એ પરમાત્માનુ તેજરૂપ તત્વ છે તુલસીનુ દલ મરણ વખતે ઉપયોગમાં આવે છે, અને શબને અગ્નિદાહ કરવામાં, તુલસીના કાષ્ઠ પવિત્ર છે

## સ્ત્રીઓએ તુલસીપૂજન કરવું એ જરૂરનું છે.

સ્ત્રીઓને પોતાના સ્વામિ પરમેશ્વરરૂપ છે. અને પરમાત્મનુ તત્વરૂપી તેજ પણ પતિજ છે. પ્રભુના સ્થાનકે પહોંચવાનું પ્રથમ પગથીયું તુલસી છે. કારણ કે તુલસી એજ પરમાત્માનુ રૂપ છે.

વૃંદા એ પોતાના શીયળને લીધેજ શ્રી પરમાત્માને ઓળખ્યા અને વૃંદાને તુલસીનું રૂપ શ્રીકૃષ્ણે આપ્યું કે તારા વિના થાળ નહિ આરોગું. આ બાબત ઉપરથી આપણને ખ્યાલ થાય છે કે પતિ-પરાયણ થવામા વૃંદાનો દાખલો પ્રથમ પંક્તિ ધરાવે છે. અને વૃંદામાં તુલસીનું રૂપ છે તેથીજ કરીને આજે સ્ત્રીઓને તુલસીનું પૂજન કરવાની સૂચના કરેલી છે વિશેષમા હમેશા-આહ્નિક કાર્યમાં પણ તુલસીપૂજન કરવા કહેલું છે.

## તુલસીમાં અદ્‌ભૂત શક્તિ.

સાયન્સના પ્રોફેસરોએ પણ એવી શોધ કરી છે કે તુલસીમાં એક એવી અદ્‌ભૂત વીજળીક શક્તિ રહેલી છે કે જેવી રીતે તાર કરનારની તાર કરતી વખતની મનોભાવના બીજે ગામ જેની ઉપરે તાર કર્યો હોય છે તેને જેમ પહોચી જાય છે તેવી રીતે શ્રીહરિને તુલસી દલ સમર્પતી વખતે શ્રીહરિના ચરણારવિંદમા તુલસી દલ સમર્પણ કરનાર જે મંત્ર ભણે છે તેના અર્થના અનુસંધાન પ્રમાણે અથવા તેની મનો ભાવના પ્રમાણે સમાચાર શ્રીહરિને તારની માફક પહોચી જાય છે એટલા માટે શ્રીહરિને તુલસી દલ અર્પણ કરવામા આવે છે

## શ્રુતિ-સ્મૃતિ-અને પૌરાણિક બાબત

તુલસીની માલાનુ ધારણ કરનાર પરમ ગતિને પામે છે. તુલસીની માલા ધારણ કરી સ્નાન કરનાર પરમ ગતિને પામે છે. તુલસીની માલા બ્રહ્મરૂપ છે. તુલસીની માલા ધારણ કરી સ્નાન કરનારને પુષ્કર અને પ્રયાગમા સ્નાન કરવા જેટલું પૂન્ય થાય છે.

બ્રાહ્મણ તુલસીની માલાને ધારણ કરી ભોજન કરે તો તેને વાજપેય યજ્ઞનું ફળ થાય છે.

તુલસી એ એક મહા પ્રભાવ છે સૌભાગ્ય આપનાર વસ્તુ છે, આધિવ્યાધિ અને ઉપાધિને હરનાર અનુપમ વસ્તુ છે

## ઉપસંહાર.

યત્ કિંચિત બન્યુ એટલુ શાસ્ત્રીય, તુલસીનુ વિવેચન લખ્યુ, જે ઉપર વાચક વૃંદો લક્ષ આપશે તો લેખકનો પ્રયાસ સફળ થયો એમ સમજાશે

इति श्रीमद्वादीन्द्रवृन्द विध्वंसन प्रचण्डमार्तण्ड
श्रीमदखण्डभूमण्डलाचार्यचक्रचूडामणि जगद्गुरु
श्रीमन्महाप्रभु श्रीमद्वल्लभाचार्य चरणानुकंपाकाङ्क्षिणा
गुर्जरदेशान्तर्गतखेडामण्डलान्तवर्त्युमरेठग्रामवास्तव्य
ज्योतिर्विदुपनामक पण्डित हरिजीवनाङ्गज
श्री ज्येष्ठाराम शास्त्रिणा संगृहितेयं
श्री तुलसीकाष्ठमाला
विजयपताका
समाप्तिमगमत् ॥



# ब्रह्मसंबंधकाव्यम्

બ્રહ્મ સંબંધ મંત્રનું ખરું રહસ્ય જાણવું હોય તો વાંચો—**બ્રહ્મસંબંધકાવ્ય**

ચોરાશી લક્ષ યોનિમાંથી છૂટવું હોય તો વાંચો—**બ્રહ્મસંબંધકાવ્ય**

પ્રત્યેક ઇન્દ્રિયને ભગવત્પરાયણ કરવી હોય તો વાંચો—**બ્રહ્મસંબંધકાવ્ય**

બ્રહ્મસંબંધ વિષે થતી શંકાઓનું સમાધાન
કરવું હોય તો વાંચો—**બ્રહ્મસંબંધકાવ્ય**

બ્રહ્મસંબંધના ૮૪ અક્ષરોનું રહસ્ય જાણવું
હોય તો ૮૪ શ્લોકાત્મક વાંચો—**બ્રહ્મસંબંધકાવ્ય**

'સમગ્ર પુષ્ટિ શ્રી' દેવકીનંદનાચાર્યજી મહારાજનો તથા દ્વિતીય વૈષ્ણવ પરિષદનો તથા વિદ્વાનોના ઉત્તમ અભિપ્રાયો મળેલા છે તૃતીયાવૃત્તિ ન્યોછાવર કિંમત રૂ ૦-૪-૦ પોસ્ટેજ જુદું.

---

**આ ગ્રંથ તથા ઉપરનો ગ્રંથ મળવાનાં ઠેકાણાં—**

**૧ શાસ્ત્રી જયેષ્ઠારામ હરિજીવન જોષી**
મોટા મંદિર પાસે, શ્રીકૃષ્ણભવન મુ૦ **ઉમરેઠ**

**૨ લલ્લુભાઈ છગનલાલ દેસાઈ**
રીચીરોડ નં૦ ૧૧૦ **અમદાવાદ**

**૩ મંત્રી-શ્રી પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય મુ૦ નડીઆદ**

**૪ શાસ્ત્રી મણિશંકર ભાઈશંકર**-સરકારી સંસ્કૃત
પાઠશાળાના મુખ્ય ગુરુ મુ૦ **પેટલાદ.**